# ખ્રીસ્તી-ઝમ.

છપાવી પ્રગટ કરનારઃ-


**અલીમામદ જાનમામદ ચુનારા,**

ઑ. સેક્રેટરી-એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટ.

ધી રીક્રીએશન ક્લબ ઈન્સ્ટીટ્યુટ,

કાંડી મોહલ્લા, જેલરોડ, મુંબઈ, નાં. ૯.





[સને ૧૯૨૩.] પ્રત ૨૦૦૦. [સં. ૧૯૭૯.

કિંમત રૂ. ૦-૨-૦.

શ્રી 'સરસ્વતી' પ્રેસ, નાગદેવી રસ્તો,

મુંબઈ, ૩.

# ગઇ કાલનો પુરૂષ.

આજે હું અહીં બેઠો છું અને ગઇ કાલની વાતને યાદ કરવાને કાંઇ મન થાયછે. તેનું કારણ આજ એ સમજવું તે સહેલું તોજ થાય—જો હું પૂર્વથી વિગતો લઇ આજ સુધી આવી પોહોંચ્યું તેનું કારણ પૂર્વ એ મારૂં હતું તેથી તેનો મને ભાસ થાય છે જેથી ગઇ કાલના પુરૂષ સાથે પણ "હું"નો સંબંધ હતો, ત્યારે "તું" એ ગઇ કાલનો પુરૂષ હતો પણ "હું" અજ્ઞાનતાથી જુદો પડયો અને ત્યાંજ બેસી રહ્યો ત્યારે "તું" એ આગળ વધ્યો જેના માટે ગઇ પરમદીનનો પુરૂષ કહેછે કેઃ—

"તારૂં રાજ્ય તે સર્વકાળ સૂધી ટકનારૂં રાજ્ય છે ને તારૂં ધણીપણું તે પેઢી દર પેઢી ટકી રહે છે." (૧૩)

(જુવો કરાર ગીતશાસ્ત્ર પ્ર૦ ૧૪૫)

એ પરમ દીનના પુરૂષ ગઇ કાલના પુરૂષથી હાજરીથી આગળ વધી આજની પણ મોજુદગી જાહેર કરેછે કેમકે સર્વકાળ એ હમેશાં અને પેઢી દર પેઢી એ વંશપરંપરા "તું"ની સ્થિતી ખુલ્લી સમજાઇ છે તે માટે જો "હું" તેની શોધ ન કરૂં તો ત્યાંસુધી આજની વાત સમજવામાં આવે નહિં અને આનંદ પ્રાપ્ત થાય નહિ. તેમજ મુક્તિનો માર્ગ મળી શકે નહિં, ત્યારે શોધવું કેમ ? એ મુખ્ય સવાલ છે.

તેના જવાબમાં "હું"ને પૂર્વમાં મોકલવું એ પરિણામ લાવવા જેવું છે.

"હું" એ પૂર્વમાં ગયો, ત્યાં તપાસ્યું, શોધ્યું તો સમજાયું કે હ૦ ઇબ્રાહીમ ખલિલુલ્લાહ (સ૦ અ૦ વ૦) ને બે પૂત્રો મહાન બુઝર્ગી ધરાવનારા હતા. તેમાંના પહેલા હ૦ ઇસહાક (અ૦ સ૦) એનો વંશ જોતાં ગઇ કાલના પુરૂષ સુધી ચાલીને અટકે છે ત્યારે

હજરત ઇસમાઇલનો વંશ આજે આવેલા પુરૂષ સુધી પહોંચે છે. તેના માટે થઈ ગયેલા પરમદીનનો પુરૂષ કહેછે કેઃ—

"તેનું નામ ઇસહાક પાડજે ને તેની સાથે તેના પછીના વંશના માટે હું મારો કરાર સદાના કરાર તરીકે કરીશ અને ઇસમાઇલ વિષે મેં તારૂં સાંભળ્યું છે જો મેં તેને આશીર્વાદ દીધો છે ને હું તેને સફળ કરીશ અને અતિ ઘણું વધારીશ." (૧૯–૨૦.)

(જુનું કરાર–ઉત્પતિ ૧૭.)

આ વચનો પરથી "હું" એને અતિ ઘણું સમજવાનું મળ્યું કે, "સફળ કરીશ અને અતિ ઘણું વધારીશ" એ વચનો હ. ઈસમાઈલની (સ. અ. વ.) સફળતા સાથે અતિ ઘણું વધતાં આજ સુધી પેઢી દર પેઢી ચાલી આવેલ છે તેના ખુલાસામાં ગધ કાલનો પુરૂષ જવાબ કરે છે કે—

"એલી, એલી–ઓ મારા દેવ, ઓ મારા દેવ તેં મને કેમ મુકી દીધો છે" (૪૬.)

(નવો કરાર, માત્થી. ૨૭)

એટલી ચોખવટ પર્છી "હું"ને ચોખી "તું." માટેની સમજ પડે છે કે એ **એલી** તે બીજો કોઈ નહિં પણ આજનો આવેલો પવિત્ર પુરૂષ જે **હ. ઈસમાઈલ અલેહીસલામ**ના વંશમાંથી અરબ–અરણ્યમાં ઉતરી આવેલો મહાન્ બળવાન માલેક **મૌલાઅલી અલેહુસલામ**–તેની વધારાની ઓળખ માટે પરમદીનના પુરૂષે વર્ણવેલ છે કે—

"ત્યારે જે તલવાર માણસની નથી તેથી આશ્શુર પડશે ને જે તલવાર માનવની નથી તે તેનું સંહાર કરશે (૮.)

(જુનું કરાર, યેશાહ–પ્ર૦ ૩૧)

એ પુરાવાથી ખુલ્લું થાય છે–તેમજ તવારીખો તપાસતાં પણ સિદ્ધ થાય છે કે..

માનવની નહિં પણ હક્ક (દેવ)ની તલવાર જેને ઝુલ્ફિકાર તરીકે દુનિયા ઓળખે છે, તે એકલા **હ. અલી** માટેજ ઉતરેલી સોનેરી અક્ષરોએ સિદ્ધ થયેલી છે. જે પરથી "હું"ની આકાંક્ષા વધી અને આગળ અરબ-અરણ્યના મેદાનમાં આવી ચડયો, ત્યાં શું જોયું? જે જોયું–તે જોતાં વિસ્મય થયો, વિચારમાં પડયો, શુદ્ધિ–બુદ્ધિ વડે સમજાયું નહિં કારણ કે તેના પ્રાક્રમો મનુષ્યની શક્તિથી બહાર હતા પણ જ્યારે ગઇ કાલના પુરૂષે **સ્લીબ** પર ચડતાં જે દેવને યાદ કર્યો–તે નામ–અને અહિં અરણ્યમાં બાહુંબળવડે મહાન્ પરાક્રમ દાખવી રહેલ પુરૂષનું નામ મેળવ્યું તો તે એક જે–એ–

**અલી! અલી! અને અલી!!**

એમ અંતરમાંથી ઉઘાડો અવાજ બહાર પડયો જેથી હું એને આજના પુરૂષ તરીકે સ્પષ્ટતાથી સમજયો. તે હિસાબે મને લાલસા

વધી ને પ્રથમના આવેલ પુરૂષ માટેનો ભાસ થયો તેઉપરથી અથર્વ વેદ માંહેની "અલ્લો ઉપનિષદ–મારે હાથે ચડી તે વાંચતાં અને તપાસતાં સમજાયું કે હિંદુઓના હિસાબ પ્રમાણે આવેલ દસમો અવતાર" નકળંક પણ એ અલીજ છે. તેના માટે પુસ્તક નામે કૃષ્ણવાણીમાં "હું એ કોણ ?" એમનું વાંચન થતાં એમ સિદ્ધ થયું. ત્યારે ખ્રીસ્તી–ઝમ પ્રમાણે તો પવિત્ર બાયબલમાંથી" હું ને આજના પુરૂષ તરીકે હ૦ અલી સિદ્ધ થયેલ તેમજ મુસ્લીમ સમજ પ્રમાણે એક સાયર કહે છે કે—

"તલવારદી અલ્લાહને બેટી દી
રસુલિલ્લાહને.
"બેશક નુસેરીકે હો ખુદા
મોલાઅલી મુશ્કીલ કુશા"
( અકબર )

વિશેષમાં પવિત્ર ઇલાહી પુસ્તક કુરાને શરીફની સૂરેયાસીનની આયત ૧૩મી મુજબ "ઈમામી મુબીન તો એ ૯૦ અલી ચોક્કસ થઇ ચુકેલા છે. તેથી સમજવું એટલુંજ છે કે હિંદુ, ખ્રીસ્તી અને મુસ્લીમ એકજ છે. જુદા નથી, પણ શાસ્ત્રોમાં સત્ય શું છે તે નહિં તપાસતાં હિંદુઓ આસરે ૭૦૦૦) વરસપર બેસી આજ સુધી વાટ જોતા રહ્યા છે. ત્યારે ખ્રીસ્તીઓ આસરે ૨૦૦૦) વરસપર આવી અટકી પડયા અને ત્યાંજ આજ પર્યંત પડેલા છે. ત્યારે "હું" એ મુસ્લીમો સાથે આગળ વધ્યો આજથી ૧૩૦૦) વરસપર આવી પહોંચ્યો ત્યાં તપાસતાં પ્રભૂ "ઇસુ" ના વચનો પ્રમાણે સત્યબોધ આપનાર સત્યના આત્માને "હું" એ જોયો જેથી મુસ્લીમ કહેવાયો. જ્યારે મારા વ્હાલા બંધૂઓ મારાથી વિખૂટા પડયા તેનું કારણ તેઓએ વિચાર કરવાની ફુરસદ

શીખી નહીં-તે માટે "હું" ગઇકાલના પુરુષના વચનો અત્રે ટાંકી બતાવું છું. કારણ કે અધુરું થયું નથી જે પરથી હજુ વિચાર કરવાનું બની આવે છે:—

"તોપણ જે સત્યનો આત્મા તે
"જ્યારે આવશે ત્યારે તે તમને સર્વને
"સત્યમાં દોરી જશે કેમકે તે પોતાથી
"નહીં બોલશે પણ જે કંઇ તે સાંભ-
"ળશે તેજ તે બોલશે. ને જે જે થનાર
"છે તે તમને કહી દેખાડશે. (૧૩)

(નવો કરાર યોહાન પ્ર૦ ૧૬)

એના જવાબમાં વિખૂટા પડેલા ભાઇઓને વિચાર કરવાનું વિનવતાં કહીશ કે એવો દુનિયામાં આવેલો એ એકલોજ છે. જેણે પોતાનું કાંઇ નહિં કહેતાં તેણે સાંભળ્યું તેજ તેણે કહ્યું. તે પર સ્પષ્ટ બોલતાં ખુલ્લું કહેવાશે કે પ્રેરણા થતી હતી તે પ્રમાણે તરત સંભળાવનાર એ આજના મહાન

સત્ય આત્મા **શ્રી મહંમદ મુસ્તફા (સ૦ અ૦ વ૦)** છે.

હવે બાયબલ મુકદ્દસના વચન પ્રમાણે સત્ય તરફ દોરી જનાર તરીકે અને શું થનાર છે તે કહી દેખાડનાર જ્યારે આજે આવેલા **હ૦ મહંમદ મુસ્તફા સ૦ અ૦ વ૦** ઠરે છે ત્યારે તેને શરણે જવા સિવાય અને તેનું શિક્ષણ લેવા સિવાય સત્ય મારગે ચડી શકાય નહિ—એવું ચોક્કસપણે અનુમાન થાય છે. તેમજ ગઇ કાલના પુરૂષે આ દુનિયાને છોડતી વખતે ખુલ્લો કરાર કરેલ છે કે,

**"હવેથી તમારી જોડે હું ઘણી "વાતો નહિ કરીશ કેમકે આ જગ- "તનો અધિકારી (પ્રિન્સ) આવે છે ને "મારામાં તેનું કંઇ નથી."** (૩૦)

(નવો કરાર યોહાન પ્ર૦ ૧૪)

આ વિગતોથી "હું" ના મને એવું ઠરે છે કે હવેપછી વાતો કરનાર—ગઇ કાલના

પુરૂષથી જુદો–એટલે આજે આવેલો પુરૂષ કરે છે એ સ્પષ્ટ સમજાતાં જગતનો અધિકારી- એને સમજવો એવું સેહેલ થઇ પડેછે તેપરથી જેને આજનો અધિકાર હોય તેજ આજની વાત કરી શકે. તે તાજી વાત જો આ તાજા જમાનામાં સાંભળવી હોય તો તેને તાબે રહેવું, તેના કહેવા પ્રમાણે ચાલવું, તોજ તેની વાત સાંભળવામાં આવશે. ખરૂં પુછતાં એજ આજ માટે ઉપયોગી છે.

છેવટ આગલા વિવેચન પછી "હું"ને એટલું તો મને જરૂર થશે કે "વાતો કરનારની વાતો જરૂર સાંભળવીજ જોઇએ."

પણ તેની સાબિતી છે કે નહિ, તે સત્ય શાસ્ત્રોથી મેળવીને પછીજ તેની સાથે શુદ્ધ ભાવથી શ્રદ્ધાળુપણે સાંભળી શકાય તેવા પુરાવા તરીકે ગઇકાલના પુરૂષે કહેલ છે કે–

"અને હું બાપને વિનંતી કરીશ; ને તે તમને બીજો સંબોધક તમારી પાસે સદા રહેવાને માટે આપશે."(૧૬)

(નવો કરાર યોહાન પ્ર૦ ૧૬)*

ઉપલા સત્ય "સુત્ર" ઉપરથી "હું" ને ઉઘાડું સમજાય છે કે સદા રહેવા માટે આવેલ હાદી-હીદાયત આપવા માટે આજ પણ છે. ત્યારે તેની શોધ કરવી એ એક "હું" માટે ઘણું અગત્યનું છે બલકે આગળ વધી એમ પણ કહેવું પડશે કે મનુષ્યત્વ ત્યારેજ "હું"માં છે. જેના માટે યાદ રાખવું જોઇએ કે આવેલા આજના પુરૂષને શોધવાની કુંચી એકલી એજ છે કેઃ—

"અને તારો દેવ તથા તારા પછીના તારા વંશનો દેવ થવા સારૂં હું મારો કરાર સનાતન કરાર તરીકે મારી ને તારી વચ્ચે ને પેઢી દર પેઢી

તારા પછીના તારા વંશની વચ્ચે કરીશ." (૭)

(ઉત્પતી અ૦ ૧૭)

એ છેલ્લી વ્યાખ્યા પછી ઓળખ મેળવવા માટેની, આ વંશપરંપરાની સીધી સરળ અને સહેલી શોધપર ઉતરી "હું" તેને જઇ ભેટયો અને તેની વાત સાંભળતાં આનંદ વ્યાપ્યો, ઉમંગ વધ્યો અને આવતી દુનિયા માટેની મુડી એકઠી કરવા માટેના આજના પુરૂષના વચનો પ્રમાણે વેપારે વળગ્યો અને ગ્રાહકોને સત્ય સોદો ખરીદવાને માટે ખુલ્લો સાદ ફેરવવા માટે હલકારાને આજે બહાર કાઢેલ છે ને તેઓ વડે હમારી આ આજની સત્ય પેઢીપર આવી સોદો કરવા આમંત્રણ કરીએ છીએ.

"તથાસ્તુ"

લખનાર—"હું" "હું"

———:૦:———




# ખ્રીસ્તી-ઝમ.

ઝખાર્યાહ.

અને યહોવાહ આખી પૃથ્વી ઉપર રાજા થશે;

અને તે દિવસે યહોવાહ એકજ મનાશે.

ને તેનું નામ એકજ હશે. ૧૪-૧૦

વિષય ૧ લો.

# આદમથી અગાઉની ઉત્પત્તિ.

અને કાઇને (કાબીલ) યહોવાહને કહ્યું કે, હું સહી શકું તે કરતાં મારી સજા વધારેછે. ૧૩

જો, આજ તેં પૃથ્વીથી મને હાંકી કાઢયો છે, ને તારા મ્હોં આગળથી હું સંતાઇશ, ને પૃથ્વીપર ભટકતો તથા નાસતો ફરીશ; ને એમ થશે કે, જે કોઇ મને દેખશે તે મને મારી નાખશે. ૧૪

ત્યારે યહોવાહે તેને કહ્યું કે જે કોઇ કાઇનને (કાબીલ) મારી નાખશે, તેને સાત ગણી સજા થશે, અને યહોવાહે કાઇનને સારૂ ચીન્હ ઠરાવ્યું. રખે તેને જોઇને કોઇ તેને મારે. ૧૫

ઉત્પત્તિ પ્રકરણ ૪ થો.

તે દિવસોમાં પૃથ્વીમાં મહાવીર હતા,
દેવના દિકરાઓ માણુસની દીકરીઓ પાસે
, ને તેઓથી છોકરાં થયા, કે જેઓ પુરા-
કાળના બળવાનો, નામાંકિત પુરૂષો
.. ૪

ઉત્પત્તિ પ્રકરણ ૬ઠું

## વિષય ૨ જો.

## ગુનાઓની માફી.

તમારા જીવને સારૂં પ્રાયશ્ચિત કરવાને
: તેઓ યહોવાહને અર્પણ ચઢાવે, ત્યારે
વાન માણુસ અડધો શેકેલ કરતાં વધુ ન
પે તેમ દરિદ્રી ઓછું ન આપે. ૧૫

અને ઇસ્રાએલ પુત્રો પાસેથી પ્રાય-
ના પૈસા લઇને તું તેને મુલાકાત મંડપની
ને અર્થે ઠરાવ, એ માટે કે તે તમારા
ને સારૂ પ્રાયશ્ચિત્ત કરવાને અર્થે ઇસ્રાએલ

પુત્રોને સારૂ યહોવાહની આગળ યાદગીરી થાય. ૧૬ નિર્ગમન પ્રકરણ ૩૦

અને યહોવાહે મુસાને કહ્યું કે, ૧૪ જો કોઇ માણસ ઉલ્લંઘન કરીને યહોવાહની પવિત્ર વસ્તુ એ વિષે અજાણે પાપ કરે તો તે યહોવાહ પ્રત્યે પોતાનું દોષાર્થાર્પણ લાવે, એટલે તું ઠરાવે એટલા શેકેલ રૂપું પવિત્ર સ્થાનના શેકેલ પ્રમાણે દોષાર્થાર્પણને માટે લાવે. ૧૫

ને જે પવિત્ર વસ્તુ વિષે તેણે પાપ કીધું હોય તેનો બદલો તે ભરી આપે, .........ને તેને ક્ષમા કરવામાં આવશે.

લેવીય પ્રકરણ ૫

---

## વિષય ૩ જો.

## જીવ બંધન.

ને એમ થયું કે ફારૂને મન કઠણ કરીને એમને જવા ન દીધા, ત્યારે યહોવાહે

મીસર દેશમાં સર્વ પ્રથમ જનીતને એટલે પ્રથમ જનીત મનુષ્યોને તથા પ્રથમ જનીત પશુઓને માર્યા; તે માટે કુખ ફાડનાર સર્વ નરોને હું યહોવાહને અર્પું છું: પણ મારા પુત્રોમાંના સર્વ પ્રથમ જનીતોને હું મુલ્ય આપીને છોડાવી લઉં છું. ૧૫

નિર્ગમન પ્રકરણ ૧૩

અને યહોવાહે મુસાને કહ્યું કે, ઇસ્રાએલ પુત્રોમાં જેઓ ગણેલા છે તેમની જ્યારે તું ગણત્રી કરીશ ત્યારે તેમની ગણત્રી થતી વખતે તેઓમાંનો દરેક પુરૂષ પોતાનાં જીવને સારૂં યહોવાહને ખંડણી આપે; એ માટે કે જ્યારે તેમની ગણત્રી થાય ત્યારે તેઓ મધ્યે કંઇ મરકી ન આવે. ૧૨

નિર્ગમન પ્રકરણ ૩૦

જો કોઇ પુરૂષ યહોવાહ પ્રત્યે માનતા માને, અથવા બંધનથી પોતાના જીવને બાંધ-

વાને સમ ખાય, તો તે પોતાનું વચન ના તોડે; જે સર્વ તેના મુખમાંથી નીકળ્યું હોય તે પ્રમાણે તે કરે. ૨

ગણના પ્રકરણ ૩૦

---

## વિષય ૪ થો.

## પવિત્ર મેળાવડો.



એ રીતે સાત દિવસ સુધી દરરોજ યહોવાહને સુવાસીક હોમયજ્ઞનું અન્ન તમે ચઢાવો; જાથુના દહનીયાર્પણ તથા તેના પેયાર્પણ ઉપરાંત તે ચઢાવવામાં આવે. ૨૪.

અને સાતમે દિવસે તમે પવિત્ર મેળાવડો કરો; તમે (તે દિવસે) કંઇ સંસારી કામ ના કરો. ૨૫

ગણના ૨૮

---

## વિષય ૫ મો.

## સુનતા અથવા ખતનાની આજ્ઞા.



અને દેવે ઇબ્રાહીમને કહ્યું કે, તું તો મારો કરાર પાળ, એટલે તું તથા તારા પછી તારો વંશ પેઢી દર પેઢી પાળો. ૯

મારી તથા તારી વચ્ચે ને તારા પછી તારા વંશ વચ્ચે, મારો જે કરાર તમારે પાળવો, તે એજ, કે તમારામાંનો જે દરેક પુરૂષ તેની સુનત થવી. ૧૦

અને તમારે તમારી ચામડીની સુનત કરાવવી, ને એ મારી તથા તમારી વચ્ચેના કરારની નિશાણી થશે. ૧૧

અને તમારામાં આઠ દિવસના હરેક છોકરાની, એટલે તમારી પેઢી દર પેઢી હરેક નર બાળક જે તમારા ઘરમાં જન્મ્યો હોય તેની, અથવા કોઇ પરદેશી પાસેથી પૈસે વેચાતો લીધો

હોય, કે જે તમારા વંશનો ન હોય, તેની પણ સુનત કરવી. ૧૨

જે તારા ઘરમાં જન્મેલો હોય તથા જે તારા પૈસાથી વેચાતો લીધેલો હોય, તેની સુનત જરૂર કરવી; ને મારા કરાર તમારા માંસમાં સનાતન કરારને સારૂ રહેશે. ૧૩

અને સુનત વગરનો પુરૂષ જેની ચામડીની સુનત કરવામાં આવી નહિ હોય, તે માણુસ પોતાના લોકોમાંથી કપાઇ જશે; તેણે મારો કરાર તોડયો છે. ૧૪

ઉત્પત્તિ ૧૭.

અને ઇબ્રાહીમની સુનત થઇ, ત્યારે તે નવાણું વર્ષનો હતો. ૨૪

અને તેના દિકરા ઇસ્માએલની સુનત થઈ ત્યારે તે તેર વર્ષનો હતો. ૨૫

તેને તેજ દહાડે ઇબ્રાહીમની તથા તેના દિકરા ઇસ્માએલની સુનત થઇ. ૨૬

અને તેના ઘરનાં માણસો જેઓ ઘરમાં જન્મેલા તથા પરદેશીઓ પાસેથી પૈસે લીધેલા તેઓની સુનત તેની સાથે થઇ. ૨૭

ઉત્પત્તિ ૧૭.

અને તેનો દિકરો ઇસ્હાક આઠ દહાડાનો થયો, ત્યારે દેવે તેને આજ્ઞા આપી હતી; તે પ્રમાણે ઇબ્રાહીમે તેની સુનત કીધી. ૪

ઉત્પત્તિ ૨૧.

અને જેઓ શહેરની ભાગોળે નીકળતા હતા તે સઘળાએ હમોર તથા તેના દિકરા શખેમની વાત માની લીધી, ને તેના શહેરની ભાગોળે જનારા સર્વ પુરૂષોની સુનત કરાવી. ૨૪

ઉત્પત્તિ ૩૪

ત્યારે સિપ્પોરાહે ચકમકનો એક પત્થર લઇને પોતાના પુત્રની સુનત કીધી, ને પેલી [ ચામડી ] તેણે તેના પગ પાસે નાખીને કહ્યું કે, નિશ્ચે મારે તું તો રક્તનો વર છે. ૨૫

નિર્ગમન ૪

અને જ્યારે કોઈ પ્રવાસી તારી સાથે વસેલો હોય, ને તે યહોવાનું પારખા પાળવા ચાહતો હોય, તો તેના ઘરના સર્વ પુરૂષો સુનત કરાવે, ને ત્યાર પછી તે પારખા પાળવાને પાસે આવે; ને દેશમાં જન્મેલા માણુસ જેવો તે ગણાય; પણ કોઈ બે સુનત માણુસ તે ન ખાય. ૪૮

નિર્ગમન ૧૪

અને યહોવાએ મુસાને કહ્યું કે......૧

આઠમે દિવસે તે [પુત્રની] સુનત કરવી.

લેવીય ૧૨

તે સમયે યહોવાએ યહોશુઆને કહ્યું કે ચકમકની છરીઓ બનાવ, ને ઇસ્રાએલ પુત્રોની બીજી વાર સુનત કર. ૨

અને યહોશુઆએ પત્થરની છરીઓ કરીને અગ્રચર્મની ટેકરી પાસે ઇસ્રાએલ પુત્રોની સુનત કીધી. ૩

અને યહોશુઆએ સુનત કીધી તેનું કારણ એ હતું કે, મિસરમાંથી નીકળેલા

સઘળા લોકોમાં જે પુરૂષ હતા તેઓ, એટલે યુદ્ધ કરનારા સઘળા માણુસો, મીસરમાંથી નીકળ્યા પછી વાટે અરણ્યમાં મરણ પામ્યા હતા. ૪

કેમકે જે સઘળા લોક નીકળ્યા તેઓની સુનત કીધેલી હતી. પણ મીસરમાંથી નીકળ્યા પછી જે અરણ્યમાં વાટે જન્મયા, તે સર્વ લોકની સુનત કીધેલી ન હતી. ૫

યહોશુઆ ૫

અને તેઓને ઠેકાણે તેઓના જે દીકરાઓને તેણે ઉભા કીધા હતા, તેઓની સુનત યહોશુઆએ કીધી; કેમકે તેઓની સુનત વાટે કીધેલી ન હતી માટે તેઓ બેસુનત હતા. ૭

અને એમ થયું કે સર્વ લોકની સુનત થઇ રહ્યા પછી તેઓ સારા થયા ત્યાં સુધી પોતાને ઠેકાણે છાવણીમાં રહ્યા. ૮

અને એમ થયું કે આઠમે દિવસે તેઓ છોકરાની (યોહાન) સુનત કરવા આવ્યા, ને તેઓ તેના બાપના નામ ઉપરથી તેનું નામ ઝખાર્યા પાડત. ૫૯

(લુક ૧)

અને આઠ દહાડા પુરા થયા પછી તેની સુનત કરવાનો વખત આવ્યો, ત્યારે તેનું નામ ઇસુ પાડયું, કે જે નામ તે પેટે રહ્યો ત્યાર પહેલાં દૂતે પાડયું હતું. ૨૧

(લુક ૨)

અને તેણે તેને સુનતનો કરાર આપ્યો; ને પછી ઇસ્હાક થયો, ને તેણે આઠમે દિવસે તેની સુનત કીધી; પછી ઇસ્હાકથી યાકુબ થયો, ને યાકુબથી બાર પૂર્વજો થયા. ૮

(પ્રેરિતોના કૃત્ય ૭)

અને કેટલાએક યહુદાહથી આવીને ભાઇઓને એવું શીખવ્યું કે જો મુસાની રીત

પ્રમાણે તમારી સુનત ન કરાય તો તમે તારણ પામી શકતા નથી. ૧

*  *  *  *

અને ફરોશી પંથના કેટલાએક વિશ્વાસ કરનારાઓએ ઉઠીને કહ્યું કે, તેઓની સુનત કરાવવી, તથા મુસાનું નિયમશાસ્ત્ર પાળવાનું તેઓને ફરમાવવું જોઇએ. ૫

( પ્રેરિતોના કૃત્ય ૧૫ )

તીમોથીને પાઉલ પોતાની સાથે લઇ જવા ચહાતો હતો, ને તેને લઇને તે પ્રાંતો-માંના યહુદીઓને લીધે તેણે તેની સુનત કરાવી કેમકે સર્વ જાણતા હતા તેનો બાપ હેલેની હતો. ૩ ( પ્રેરિતોના કૃત્ય ૧૬ )

વળી હું કહું છુ કે, ઇસુ ખ્રીસ્ત દેવના સત્યને લીધે સુનતીઓનો સેવક થયો. એ માટે કે જે વચનો બાપ દાદાઓને આપેલાં હતાં તેઓને તે નિશ્ચિત કરે. ૮

(રૂમીઓનો પત્ર ૧૫)

## વિષય ૬ ઠ્ઠો.
# મૂર્તિપુજાની કરેલી મનાઇ.

અને દેવે આ સર્વ વચનો બોલતાં કહ્યું કે, ૧

મિસર દેશમાંથી એટલે ગુલામીના ઘરમાંથી તને કાઢી લાવનાર તારો દેવ યહોવાહ હું છું. ૨

મારી સન્મુખ તારે કોઇ અન્ય દેવો નહિ હોય. ૩

તું પોતાને સારૂં કોઇ કોરેલી મૂર્તિ ન કર, ઉપર આકાશમાંની કે નીચે ભૂમીમાંની કે ભૂમીની તળેના પાણીમાંની કોઇપણ ચીજની [ પ્રતિમા ] ન કર. ૪

તું તેઓની આગળ ન નમ, ને તેઓની સેવા ન કર; કેમકે હું તારો દેવ યહોવાહ આસ્થાવાન દેવ છું. ૫

(નિર્ગમન ૨૦)

મૂર્તિઓની તરફ તમે ન ફરો, ને તમારે ;ારૂં ગાળેલી [ધાતુના] દેવો ન કરો; હું ાહોવાહ તમારો દેવ છું. ૪

(લેવીય. ૧૯)

તમારી આસપાસની દેશજાતીઓનાં દેવ !વીઓમાંના અન્ય દેવ દેવીઓની પાછળ તમે ι જાઓ; ૧૪

કેમકે તારી મધ્યે રહેનાર યહોવાહ તમારો દેવ આસ્થાવાન દેવ છે: રખેને યહો-વાહ તારા દેવનો કોપ તારી વિરૂદ્ધ સળગી ઉઠે, ને તે પૃથ્વીની પીઠ ઉપરથી તારો સંહાર કરે. ૧૫

પુનર્નિયમ ૬

રખે તમે ભ્રષ્ટ થઇને કોઇ આકૃતિના આકારની કોરેલી મૂર્તિ બનાવો, ૧૬

અથવા પૃથ્વીપરના કોઇ પશુની પ્રતિમા, કે વાયુમાં ઉડનાર કોઇ પક્ષીની પ્રતિમા, ૧૭

કે જમીનપર પેટે ચાલનાર કોઇ પ્રાણીની પ્રતિમા, અથવા પૃથ્વી તળેના પાણીમાંની કોઇ માછલીની પ્રતિમા [રખે તમે બનાવો]; ૧૮

અને રખેને વ્યોમભણી તારી નજર ઉંચી કરીને સૂર્ય તથા ચંદ્ર તથા તારા, એટલે આખું ગગન મંડળ, કે જેઓને યહોવાહ તારા દેવે આકાશ તળેના સર્વ લોકોને વહેંચી આપ્યા છે, તેઓને જોઇ તું લલચાઇ જાય ને તેઓની પૂજા કરે. [મતલબ આટલી જણાવેલ ચીજોની પુજા ન કરવી એવું યહોવાનો હુકમ હતો.] ૧૯

*　*　*　*　*

તને છોકરાના છોકરાં થયા પછી, ને તમે તે દેશમાં લાંબી મુદ્દત રહ્યા પછી, જો તમે ભ્રષ્ટ થઈને કોઇ વસ્તુના આકારની કોરેલી મૂર્તિ કરશો, ને જે કામ યહોવાહ તારાદેવની

નજરમાં દુષ્ટ છે તે કરીને તેને કોપાયમાન કરશો, ૨૫

તો હું આજે આકાશ તથા પૃથ્વીને તમારી સામે સાક્ષી રાખીને કહું છું કે, તમે યરદન ઉતરીને જે દેશનું વતન પ્રાપ્ત કરવાને જાઓ છો, તેમાંથી જલ્દી તમારો સંપૂર્ણ વિનાશ થશે; તેમાં તમે દીર્ઘાયુષ્ય નહિ ભોગવશો, પણ સંપૂર્ણ નાશ પામશો. ૨૬.

પુનર્નિયમ.

જુઓ, તેઓ સર્વ વ્યર્થ છે, તેઓના કામ શૂન્યજ છે, તેઓની ઢાળેલી મૂર્ત્તિઓ વાયુ તથા ગોટાળો છે. ૨૯

( યશાયાહ ૪૧ )

જેઓ કોરેલી મૂર્ત્તિઓપર ભરોંસો રાખે છે, ને ઢાળેલી મૂર્ત્તિઓને કહે છે, તમે અમારા દેવો છો, તેઓ પાછા ફેરવાશે, તેઓ બહુ લજવાશે. ૧૭

( યશાયાહ ૪૨ )

કોરેલાં પુતળાંની સેવા કરનારા,ને મૂર્ત્તિ-
ઓમાં અભીમાન કરનારા, તેઓ સર્વે લજ-
વાય. ૭

( ગીતશાસ્ત્ર ૯૭ )

જે લોકોનો નાશ કરવાની યહોવાએ
આજ્ઞા આપી હતી તેમનો તેઓએ નાશ કીધો
નહિ. ૩૪

પણ વિદેશીઓની સાથે તેઓ ભળી
ગયા, ને તેઓના કામ શિખ્યા. ૩૫

અને તેઓએ તેઓની મૂર્ત્તિઓની
સેવા કીધી, જે તેઓને પાશ રૂપ થઇ. ૩૬

વળી તેઓએ પોતાના દીકરા દીકરી-
ઓનું ભૂતોને બળિદાન આપ્યું. ૩૭

અને નિરપરાધ રક્ત, એટલે પોતાના
દીકરા દીકરીઓનું રકત તેઓએ વહેવડાવ્યું;
તેઓએ એમને કનાની કનાનની મૂર્ત્તિઓને
ચઢાવ્યા; ને રક્તથી દેશ અશુદ્ધ થયો. ૩૮

આ પ્રમાણે તેઓ પોતાના કૃત્યોથી ભ્રષ્ટ થઇ ગયા. ૩૯

(ગીતશાસ્ત્ર ૧૦૬)

તેઓની મૂર્તિઓ તો સોનું રૂપુંજ છે, ને માણુસોના હાથનું કામ છે. ૪

તેઓને મ્હોડાં છે, પણ તેઓ બોલતી નથી; આંખો છે પણ તેઓ દેખતી નથી. ૫

તેઓને કાન છે, પણ સાંભળતી નથી; નાક છે પણ સુંઘતી નથી. ૬

તેઓને હાથ છે, પણ તેઓ અડકતી નથી; પગ છે પણ તેઓ ચાલતી નથી; વળી તેઓ પોતાના ગળામાંથી અવાજ કાઢતી નથી. ૭

તેઓના બનાવનારાને તેઓનો ભરોંસો રાખનારા સર્વ તેઓના જેવાં થશે. ૮

(ગીત શાસ્ત્ર ૧૧૫)

કેમકે યહોવાહ પોતાના લોકોનો ન્યાય કરશે ને પોતાના સેવકોવિષે અનુતાપ કરશે.૧૪

વિદેશીઓની મૂર્તિઓ તો સોના રૂપાની, માણસોના હાથથી બનેલી છે. ૧૫

તેઓને મ્હોં હોય છે, પણ તેઓ બોલતી નથી; આંખો હોય છે, પણ તેઓ જોતી નથી. ૧૬

કાનો હોય છે, પણ તેઓ સાંભળતી નથી, ને તેઓના મુખમાં કંઇ શ્વાસ નથી. ૧૭

તેઓના બનાવનારા તેમજ તેઓનાપર ભરોંસો રાખનારા સર્વે તેમના જેવા થશે. ૧૮

( ગીતશાસ્ત્ર ૧૩૫ )

કોરેલી મૂર્તિને બનાવનાર સર્વ શૂન્ય છે; ને તેઓના પ્રિય પદાર્થ લાભકારક નથી; ને તેમના શાક્ષીઓ પોતે જોતા નથી ને જાણતા નથી એ માટે કે તેઓ લજવાય. ૯

કોણે દેવ બનાવ્યો ને નકામી મૂર્તિ ઢાળી? ૧૦

જુઓ એના સર્વ લાગતા વળગતા લજવાશે, ને કારીગર પોતે માણસ છે, તેઓ

સર્વ ભેગા થાય તેઓ ઉભા રહે; તેઓ બીહી જશે, તેવો એકત્ર લજવાશે. ૧૧

લુહાર વીંધણું તૈયાર કરે છે, તે અંગારામાં કામ કરે છે, ને હથોડીથી તેને બનાવે છે, ને પોતાના બળવંત હાથથી તેને ઘડે છે; વળી તેને ભૂખ લાગે છે ને કાંઇ બળ રહેતું નથી; તે પાણી પીતો નથી એટલે તે નિર્ગત થાય છે. ૧૨

સુથાર દોરીએ તાણીને ગેરૂએ તેને આંકેછે, ને રંદાથી તેનાપર કામ કરે છે, ને કર્કટથી તેનો આકાર કાઢે છે, ને પુરૂષના રૂપ પ્રમાણે માણસનાં સૌંદર્ય પ્રમાણે ઘરમાં રહેવા સારૂ તે તેને બનાવેછે. ૧૩

તે પોતાને સારૂં એરેજ વૃક્ષ કાપી નાખે છે; ને તે રાયણ તથા આલોન વૃક્ષ લઇને, વનનાં ઝાડોમાંનું એક પોતાને સારૂં મજબુત કરે છે; તે દેવદાર રોપે છે ને વરસાદ તેને મોટું કરે છે. ૧૪

અને તે માણસને સારૂ બળતણને માટે થશે; ને તેમાંથી લઇને તે તાપે છે, વળી તે સળગાવીને તે રોટલી શેકે છે; વળી તે દેવ બનાવીને તેને પ્રણામ કરે છે; તેની કોરેલી મૂર્તિ કરીને તે એને પગે લાગે છે. ૧૫

તેનો અર્ધો ભાગ તે અગ્નિમાં બાળી નાખે છે, અર્ધા ભાગથી તે ખાવા માટે ગોશ્ત [પકાવે] છે, માંસ શેકીને તે તૃપ્ત થાય છે; વળી તે તાપે છે, ને કહે છે વાહ! હું ગરમ થયો છું, મને તાપણીનું દર્શન થયું છે. ૧૬

(યશાયાહ ૪૪)

અને જે બાકી રહે છે તેને તે દેવ બનાવે છે; ને તેની પ્રાર્થના કરીને કહે છે, મને બચાવ, કેમકે તું મારો દેવ છે. ૧૭

તેઓ જાણતા નથી ને સમજતા પણ નથી, કારણકે તેણે તેઓની આંખોને એવો લેપ કર્યો છે કે તેઓ સમજતા નથી. ૧૮

અને કોઇ ધ્યાનમાં લેતો નથી કે મેં તેમાંનો અર્ધો અગ્નિ મધ્યે બાળ્યો, ને વળી તેના અંગારા પર રોટલી શેકી; મેં માંસ શેકીને ખાધું, ને શું તેના શેષને અમંગળ વસ્તુ કરૂં? શું ઝાડના થડને હું પગે લાગું? ૧૯

તે રાખ ખાય છે, ઠગાયલા હૃદયે તેને ભુલાવ્યો છે, ને તે પોતાનો જીવ બચાવતો નથી, ને એવું કહેતો નથી કે, શું મારા જમણા હાથમાં જુઠાણું નથી? ૨૦

(યશાયાહ પ્રકરણ ૪૪)

મૂર્તિઓના નૈવેદ ખાવા વિષે આપણે જાણીએ છીએ, કે જગતમાં મૂર્તિ કંઇ નથી ને એક [યહોવાહ] વિના બીજો કોઇ દેવ નથી. ૪

(કરીંથીઓનો પહેલો પત્ર પ્રકરણ ૮.)

એ માટે મારા વાલાઓ, મૂર્તિ પુજાથી નાસી જાઓ. ૧૪

દેહ પ્રમાણે ઇસ્રાએલને જુઓ, શું હોમનું ખાનારા હોમ વેદીના સહ ભાગીદાર નથી? ૧૮

તો હું શું કહું છું? કે મૂર્તિનું નૈવેદ કંઇ છે? અથવા મૂર્તિ કંઇ છે? ૧૯

પણ વિદેશીઓ જે હોમ કરે છે તે દેવને નહિ પણ ભૂતોને કરે છે. તમે ભૂતોના સંગત કરનારા થાઓ એવી મારી ઈચ્છા નથી. ૨૦

તમે પ્રભુના વાટકામાંનું તમે ભૂતોના વાટકામાંનું પી શકતા નથી. તમે પ્રભુની મેજના તથા ભૂતોની મેજના ભાગીદાર થઇ શકતા નથી. ૨૧

( કરીંથીઓનો પહેલો પત્ર પ્રકરણ ૧૦ )

શું આપણે પ્રભુને ચીડવીએ ? શું આપણે તેના કરતાં જોરાવર છીએ ? ૨૨

( કરીંથીઓનો પહેલો પત્ર પ્રકરણ ૧૦ )

પણ બીકણુ તથા અવિશ્વાસીઓ તથા અમંગળ તથા ખુનીઓ તથા વ્યભીચારીઓ તથા માયા ક્રિયા કરનારા તથા મૂર્ત્તિ ભક્તો તથા સઘળા જુઠાઓનો ભાગ, અગ્નિ તથા ગંધકથી બળનારી ખાઈમાં થશે; એજ બીજું મરણ છે. ૮

(પ્રકટીકરણ પ્રકરણ ૨૧)

જેઓ પોતાનાં વસ્ત્ર ધોએ છે એ માટે કે જીવનના ઝાડપર તેઓનો અધિકાર થાએ; ને તેઓ દરવાજાએ થઇને નગરમાં પ્રવેશ કરે તેઓને ધન્ય છે. ૧૪

(પ્રકટીકરણ પ્રકરણ ૨૨)

આ પુસ્તકમાંના ભવિષ્યનાં વચનો જે કોઇ સાંભળે છે, તેને હું શાહેદી પુરૂં છું કે, જો કોઇ તેઓને વધારશે તો તેનાપર દેવ આ પુસ્તકમાં લખેલા અનર્થ વધારશે. ૧૮

ને જે કોઈ આ ભવિષ્યનાં પુસ્તકનાં વચનોમાંથી કંઇ કાઢી નાખશે, તો દેવ

તેનો ભાગ જીવનના ઝાડમાંથી તથા પવિત્ર નગરમાંથી એટલે આ પુસ્તકમાં જે જે લખેલું છે તેમાંથી કાઢી નાખશે. ૧૯

( પ્રકટી પ્રકરણ ૨૨ )

---

## વિષય ૭મો.

## દાન, દશાંશ.



અને પરાત્પર દેવ જેણે તારા શત્રુઓને તારા હાથમાં સોંપ્યા છે, તેને ધન્ય હો; ને ઇબ્રાહીમે તેને સર્વમાંથી દશમો ભાગ આપ્યો. ૨૦

ઉત્પત્તિ પ્રકરણ ૧૪

અને આ પત્થર જે મેં સ્થંભને સારૂં ઉભો કીધો છે તે દેવનું ઘર થશે; ને જે તું મને આપશે તે સર્વનો દશાંશ હું તને ખચિત આપીશ. ૨૨

ઉત્પત્તિ પ્રકરણ ૨૮

અને યહોવાહે મુસા સાથે બોલીને કહ્યું કે ૧

ઈસ્રાએલ પુત્રોને કહે કે, તેઓ મારે સારૂ દાન ઉઘરાવે; પ્રત્યેક માણસ જેના મનમાં આપવાની હોંશ હોય તેની પાસેથી મારૂં દાન ઉઘરાવજો. ૨

તેઓ પાસેથી જે દાન ઉઘરાવવું તે આ પ્રમાણે સોનું તથા રૂપું તથા પિત્તળ; ૩

ને નીલ તથા જાંબુઓ તથા કીરમજી રંગો, ને શણને બકરાંના વાળ; ૪

ને ઘેટાનાં લાલ રંગેલા ચામડા તથા સીલના ચામડાં ને બાવળનું લાકડું; ૫

બત્તીને માટે તેલ, અભિષેકના તેલ તથા સુવાસીક ધૂપને સારૂ સુંગધ દ્રવ્ય વગેરે......૬

(નિર્ગમન પ્રકરણ ૨૫)

હારૂન પુત્રોમાંનો પ્રત્યેક પુરૂષ યહોવાહના હોમ યજ્ઞોમાંથી તેમના જાથુના તથા

વંશપરંપરાના હક તરીકે તે ખાય; જે કોઇ તેઓને સ્પર્શ કરે તે શુદ્ધ હોય. ૧૮

(લેવી. ૬)

અને ભૂમિની સગળી ઉપજ, પછી તે ભૂમિનું બીજ હોય કે ઝાડનું ફળ હોય, પણ તેનો દશાંશ યહોવાનો છે; તે યહોવાને સારૂં પવિત્ર છે. ૩૦

અને જો કોઈ માણસને પોતાના દશાંશમાંથી કંઇ ખંડી લેવું હોય, તો તેમાં તે તેનો પંચમાંસ ઉમેરે. ૩૧

અને ઢોર તથા ઘેટાં બકરાંનો દશાંશ, એટલે જે કોઇ લાકડી તળે જાય છે, તેનો દશાંશ યહોવાહને સારૂં પવિત્ર ગણાય. ૩૨

તે સારૂં હશે કે નરસું હશે, તેની તપાસ તે ન કરે, તથા તેને ન બદલે, અને જો તે કોઇ રીતે બદલે, તો તથા તેની બદલીનું જનાવર પવિત્ર ગણાય; તેની ખંડણી ન કરાય. ૩૩

જે આજ્ઞાઓ યહોવાએ ઇસ્રાએલ પુત્રોને સારૂ સિનાય પર્વતપર મુસાને ફરમાવી તે એ છે. ૩૪

(લેવીય ૨૭)

અને યહોવાએ મુસાને કહ્યું ૨૫

વળી લેવીઓને તું એમ કહે કે જે દશાંશ મેં તમારા વારસા તરીકે ઇસ્રાએલ પુત્રો પાસેથી તમને અપાવ્યો છે, તે જ્યારે તમે તેઓની પાસેથી લો, ત્યારે યહોવાહને દશાંશોના દશાંશનું ઉચ્છા શીયાર્પણ તમારે ચઢાવવું. ૨૬

(ગણના ૧૮)

તારા બીયાવાની સઘળી પેદાશનો, એટલે ખેતરમાંથી દર વર્ષે થતી ઉપજનો, દશાંશ તારે જુદો કાઢવો. ૨૨

અને જે જગ્યા યહોવાહ તારો દેવ પોતાનું નામ તેમાં રાખવા સારૂ પસંદ કરે ત્યાં તેની હજુરમાં તારા અનાજનો, તારા

દ્રાક્ષરસનો તથા તારા તેલનો દશાંશ, તથા તારા ઢોર ઢાંકના તથા તારા ઘેટાં બકરાંના પહેલાં બચ્ચાં તારે ખાવાં; એ માટે તું સદા યહોવાહ તારા દેવનો ડર રાખવા શીખે. ૨૩

અને જો તારે માટે રસ્તો એટલો લાંબો હોય કે તું તે લઇ જઇ શકે નહિ, એટલે જ્યારે યહોવાહ તારો દેવ તને આશીર્વાદ દેશે, ત્યારે યહોવાહ તારો દેવ જે જગ્યા પોતાનું-પોતાનું નામ ત્યાં રાખવા સારૂ પસંદ કરશે તે તારા (રહેઠાણથી) અતિશય દૂર હોય, ૨૪

તો તારે તેના પૈસા ઉપજાવવા, ને તે નાણાંની પોટલી તારા હાથમાં લઇને જે જગ્યા યહોવાહ તારો દેવ પસંદ કરશે ત્યાં જવું. ૨૫

(પુનર્નિયમ ૧૪)

ત્યારે સર્વ યહુદાહે અન્નનો તથા દ્રાક્ષ-રસનો તથા તેલનો દશાંશ ભંડારોમાં આણ્યો. ૧૨

( નહેમ્યાહ પ્રકરણ ૧૩ )

તું જ્યારે દાન ધર્મ કરે છે, ત્યારે જે તારો જમણો હાથ કરે તે તારો ડાબો હાથ ન જાણે. ૩

એ માટે કે તારાં દાન ધર્મ ગુપ્તમાં થાય, ને ગુપ્તમાં જોનાર તારો બાપ પોતે પ્રગટમાં તને તેનો બદલો આપશે. ૪

( નવોકરાર માત્થી પ્રકરણ ૬ )

ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ તમને અફસોસ છે; કેમકે ફુદનાનો તથા સૂવાનો તથા જીરાનો દશમો ભાગ તમે આપો છો;....૨૩

( માત્થી પ્રકરણ ૨૩ )

તમારી પાસે જે છે તે વેચીને દાન ધર્મ કરો; જીર્ણ નહિ થાય એવી થેલીઓ, એટલે આકાશમાં અખુટ દ્રવ્ય, પોતાને સારૂ મેળવો, કે જ્યાં ચોર આવતો નથી, ને કીડો ખાઇ જતો નથી. ૩૩

(લુક પ્રકરણ ૧૨)

---

## વિષય ૮ મો.

## વંશપરંપરા અથવા સનાતન સાંકળ.



અને દેવે કહ્યું કે, મારી ને તમારી વચ્ચે, તથા તમારી સાથે જે હરેક સજીવ પ્રાણી છે તેની ને મારી વચ્ચે જે કરાર પેઢી દર પેઢીને માટે હું કરૂં છું તેનું ચીન્હ આ છે. ૧૨

એટલે મારૂં ધનુષ્ય હું વાદળમાં મુકું છું. ને તે મારી તથા પૃથ્વીની વચ્ચેના કરારનું ચીન્હ આ છે. ૧૩

(ઉત્પત્તિ પ્રકરણ ૯)

અને યહોવાએ ઇબ્રામને કહ્યું કે, તું પોતાનો દેશ, તથા પોતાનાં સગાં તથા પોતાના બાપનું ઘર મુકીને, જે દેશ હું તને દેખાડીશ તેમાં જા. ૧

અને હું તારાથી એક મોટી કોમ કરીશ, ને તને આશીર્વાદ દઇશ, ને તારૂં નામ મોટું કરીશ, ને તું આશીર્વાદરૂપ થશે. ૨

અને જેઓ તને આશીર્વાદ દે છે, તેઓને હું આશીર્વાદ દઇશ, ને જેઓ તને શ્રાપ દે છે, તેઓને હું શ્રાપ દઇશ; ને તારામાં પૃથ્વીનાં સર્વ કુટુંબ આશીર્વાદ પામશે. ૩

(ઉત્પત્તિ પ્રકરણ ૧૨.)

અને તારો દેવ તથા તારા પછીના તારા વંશનો દેવ થવા સારૂ, હું મારો કરાર, સનાતન કરાર તરીકે મારી ને તારી વચ્ચે ને પેઢી દર પેઢી તારા પછીના તારા વંશની વચ્ચે કરીશ. ૭

અને ઇસ્માએલ વિષે મેં તારૂં સાંભળ્યું છે; જો મેં તેને આશીર્વાદ દીધો છે, ને હું તેને સફળ કરીશ, ને અતિ ઘણો વધારીશ તે બાર શેખને જન્મ દેશે. ને હું તેનાથી એક મોટી કોમ ઉત્પન્ન કરીશ. ૨૦

(ઉત્પત્તિ પ્રકરણ ૧૭)

અને યહોવાહે કહ્યું, જે હું કરૂં છું તે શું ઇબ્રાહીમથી સંતાડીશ? ૧૭

કેમકે ઇબ્રાહીમથી ખચિત મોટી તથા સમર્થ દેશ જાતી થશે, ને તેનાથી પૃથ્વીના સર્વ લોકો આશીર્વાદ પામશે. ૧૮

કેમકે હું તેને જાણું છું, કે તે પોતાના દીકરાઓને તથા પોતા પછી થનાર પોતાના પરિવારને એવી આજ્ઞા આપશે, કે તેઓ ન્યાય તથા ન્યાયકરણ કરવાને યહોવાનો માર્ગ પાળે એ માટે કે ઈબ્રાહીમ સંબંધી જે યહોવાએ કહ્યું છે તે તેને આપે. ૧૯

(ઉત્પત્તિ પ્રકરણ ૧૮)

અને દેવે ઈબ્રાહીમને કહ્યું, તારા દીકરા તથા તારી દાસીને લીધે તારે માઠું લગાડવું નહિં; જે સર્વ સારાહે તને કહ્યું છે, તેમાં તેનું સાંભળ; કેમકે ઇસ્હાકથી તારૂં સંતાન ગણાશે, ૧૨

અને દાસીના દીકરાથી પણ હું એક દેશજાતિ ઉત્પન્ન કરીશ; કેમકે તે પણ તારૂં સંતાન છે. ૧૩.

અને ઇબ્રાહીમે મોટી સવારે ઉઠીને રોટલી તથા એક છાગળ પાણી લીધું, ને તે હાગારને આપી તેની ખાંધે મુકયું, ને છોકરો પણ તેને સોંપ્યો, ને તેને વિદાય કીધી; ને તે નીકળીને બેરશેબાના અરણ્યમાં ભટકતી ફરી. ૧૪

અને છાગળનું પાણી થઇ રહ્યું, ત્યારે તેણે છોકરાને એક ઝાડવા તળે મેલ્યો. ૧૫

અને તે દૂર જઇને એક તીરવા જેટલે અંતરે જઇને તેની સામે બેઠી, કેમકે તેણે

કહ્યું, છોકરાનું મરણ હું ન જોઉં; ને તે તેની સામે બેઠી ને પોક મુકીને રડી. ૧૬

અને દેવે છોકરાનો સાદ સાંભળ્યો, અને દેવના દૂતે આકાશમાંથી હાગારને હાંક મારીને કહ્યું, હાગાર, તને શું થયું છે? બીહ ના, કેમકે જ્યાં છોકરો છે ત્યાંથી દેવે તેનો સાદ સાંભળ્યો છે. ૧૭

ઉઠ, છોકરાને ઉંચકી તેને તારા હાથમાં લે; કેમકે હું તેનાથી એક મોટી કોમ ઉત્પન્ન કરીશ. ૧૮

અને દેવે તેની આંખ ઉઘાડી, ને તેણે એક પાણીનો કુવો દીઠો, ને તેણે જઇને છાગળ પાણીથી ભરી, ને છોકરાને પાયું. ૧૯

અને દેવ તે છોકરાની સાથે હતો, ને તે વધ્યો ને અરણ્યમાં રહીને તીરંદાજ થયો. ૨૦

( ઉત્પત્તિ પ્રકરણ ૨૧ )

અને દેવે મુસાને કહ્યું કે, હું જે છું તે છું; ને તેણે કહ્યું કે તું ઇસ્રાએલ પુત્રોને

કહેજે કે હું છું એ મને તમારી પાસે મોકલ્યો છે. ૧૪

અને દેવે મુસાને એમ પણ કહ્યું કે ઇસ્રાએલ પુત્રોને કહે કે, તમારા પિતૃઓના દેવ યહોવાહે, એટલે ઇબ્રાહીમના દેવે તથા ઇસ્હાકના દેવે તથા યાકુબના દેવે મને તમારી પાસે મોકલ્યો છે; મારૂં નામ સદા એજ છે, ને મારી યાદગીરી વંશપરંપરા એજ છે. ૧૫

(નિર્ગમન પ્રકરણ ૩)

અને યહોવાહે મુસાની સાથે વાત કરીને કહ્યું કે, ૧

અને તું હારૂનને પવિત્ર વસ્ત્રો પેરાવીને અભિષેક કરીને તેને પવિત્ર કર; કે તે યાજક પદમાં મારી સેવા બજાવે. ૧૩

અને તું તેના દીકરાઓને [ત્યાં] લાવીને તેઓને અંગરખો પેરાવ; ૧૪

ને જેમ તે તેઓના બાપને કીધો તેમ

તેઓનો અભિષેક કર, કે તેઓ યાજકપદમાં મારી સેવા કરે; અને તેઓનો અભિષેક વંશપરંપરા તેઓને સદાના યાજકપદને માટે થાય. ૧૫

(નિર્ગમન પ્રકરણ ૪૦)

હારૂન પુત્રોમાંનો પ્રત્યેક પુરૂષ યહોવાહના હોમ યજ્ઞોમાંથી તેમના જથુના તથા વંશપરંપરના હક તરીકે તે ખાય; જે કોઇ તેઓને સ્પર્શ કરે તે શુદ્ધ હોય. ૧૮

(લેવીય. ૬)

અને યહોવાહે હારૂનને કહ્યું અને મેં, જુઓ, મે ઉચ્છાલીયાર્પણની સેવા તને આપી છે, એટલે ઇસ્રાએલ પુત્રોની અર્પિત વસ્તુઓ [તમારા] અભિષેકના કારણથી મેં તને તથા તારા દીકરાઓને સદાના હક તરીકે આપી છે. ૮

(ગણના ૧૮)

જે આજ્ઞા તેણે હજારો પેઢીઓને ફર-
ાવી હતી તે તેનો કરાર સદા કાળ યાદ
ખો. ૧૫

એટલે જે [ કરાર ] તેણે ઇબ્રાહીમ સાથે
ધો, ને જે પ્રતિજ્ઞા તેણે ઇસ્હાક પ્રત્યે કરી
. ૧૬

( ૧ કાળવૃત્તાંત પ્રકરણ ૧૬ )

કેમકે યહોવાહ ઉત્તમ છે; તેની કૃપા
દા સર્વ કાળ સુધી ને તેની સત્યતા પેઢી
ર પેઢી ( ટકી રહે છે ). ૫

( ગીતશાસ્ત્ર પ્રકરણ ૧૦૦ )

પણ, હે યહોવાહ, તું સર્વ કાળ ટક-
ાર છે ને તારૂં સ્મરણ પેઢી દર પેઢી
હેશે. ૧૨

( ગીતશાસ્ત્ર પ્રકરણ ૧૦૨ )

હે યહોવાહ, તારૂં વચન આકાશમાં
ાદા સ્થાપિત છે. ૮૯

પેઢી દર પેઢી તારૂં વિશ્વાસુપણું ટકે છે; તેં પૃથ્વીને સ્થાપી છે, ને તે નિભી રહે છે. ૯૦

(ગીતશાસ્ત્ર પ્રકરણ ૧૧૯)

હે યહોવાહ, તારૂં નામ અનંતકાળ ટકનાર છે; હે યહોવાહ, તારૂં સ્મરણ પેઢી દર પેઢી સુધી ટકી રહેનાર છે. ૧૩

(ગીતશાસ્ત્ર ૧૩૫)

તારૂં રાજ્ય તે સર્વકાળ સુધી ટકનારૂં રાજ્ય છે, ને તારૂં ધણીપણું તે પેઢી દર પેઢી [ ટકી રહે છે. ] ૧૩

(ગીતશાસ્ત્ર ૧૪૫)

હે યહોવાહ, તું સર્વકાળ સુધી રહે છે; તારૂં રાજ્યાસન પેઢી દર પેઢીનું છે. ૧૯

( યિર્મેયાનો વિલાપ, પ્રકરણ ૫. )

વળી યહોવાહ કહે છે કે, તેમની સાથે તો મારો કરાર આ છે, મારો આત્મા જે તારાપર છે, ને મારી વાતો જે મેં તારા

મમાં રાખી છે, તે તારા મુખમાંથી તથા
રા સંતાનના મુખમાંથી તથા તારા સંતા-
ા સંતાનના મુખમાંથી હમણાથી તે સદા
ંકાળ સુધી જતી રહેનારી નથી, એમ
હોવાહ કહે છે. ૨૧

(યશાયાહ પ્રકરણ ૫૯)

અને તે મુદતને અંતે મેં નબૂખા-
ારસારે મારી આંખો આકાશ તરફ ઉંચી
ધી, એટલે મારી સમજશકિત મારામાં
છી આવી, ને મેં પરાત્પરને ધન્યવાદ
ધો, ને જે સર્વ કાળ જીવે છે તેની મેં
તુતિ કીધી ને તેને માન આપ્યું; કેમકે
નો અધિકાર, સદા કાળનો અધિકાર, ને
તું રાજ્ય પેઢી દર પેઢીનું છે. ૩૪

(દાનીયેલ પ્રકરણ ૪.)

હું તમને ખચ્ચીત કહું છું કે એ બધા
રા થશે ત્યાં સુધી આ પેઢી ગુજરી જશે
હિં. ૩૪

આકાશ તથા પૃથ્વી જતા રહેશે પણ મારી વાતો જતી રહેશે નહિં. ૩૫

(નવો કરાર માત્થી પ્રકરણ ૨૪)

આપણા બાપ દાદાઓને તેના કહ્યા પ્રમાણે ઇબ્રાહીમપર તથા તેના વંશપર. ૫૪

સદા દયા કરવાનું સંભારીને તેણે પોતાના સેવક ઇસ્રાએલને સહાય કીધી. ૫૫

(લુક પ્રકરણ ૧)

---

## વિષય ૯ મો.

## સાકાર.



અને દેવે કહ્યું કે, આપણે પોતાના સ્વરૂપ તથા પ્રતિમા પ્રમાણે માણસને બનાવીએ; ને તેઓ સમુદ્રના માછલાંપર, તથા આકાશના પક્ષિઓપર, તથા ગ્રામ પશુઓપર, તથા આખી પૃથ્વીપર, તથા પૃથ્વીપર પેટે ચાલનારા સગળાં પ્રાણીઓપર અમલ ચલાવે. ૨૬

એમ દેવે પોતાના સ્વરૂપ પ્રમાણે માણસને ઉત્પન્ન કીધું. દેવના સ્વરૂપ પ્રમાણે તેણે તેને ઉત્પન્ન કીધું. તેણે તેઓને નરનારી ઉત્પન્ન કીધાં. ૨૭

(ઉત્પત્તિ પ્રકરણ ૧)

અને દિવસને ટહાડે પહોરે વાડીમાં યહોવાહ દેવ ફરતો હતો, તેનો અવાજ તેઓએ સાંભળ્યો; ને તે માણસ તથા તેની વહુ યહોવાહ દેવની દૃષ્ટિથી વાડીના વૃક્ષોમાં સંતાઇ ગયા. ૮

(ઉત્પત્તિ પ્રકરણ ૩)

આદમની વંશાવળી આ પ્રમાણે છે; દેવે માણસને ઉત્પન્ન કીધું, તે દિવસે દેવની પ્રતિમા પ્રમાણે તેણે તેને બનાવ્યું. ૧

(ઉત્પત્તિ પ્રકરણ ૫)

અને જે નગર તથા બુરૂજ માણસોના દીકરાઓ બાંધતા હતા, તે જોવાને યહોવાહ ઉતર્યો. ૫ (ઉત્પત્તિ પ્રકરણ ૧૧)

અને બપોરને વખતે તે (ઇબ્રાહીમ) તંબુના બારણામાં બેઠા હતો ત્યારે યહોવાહે મામેરનાં એલોન ઝાડની પાસે તેને દર્શન આપ્યું. ૧

અને તેણે આંખો ઉંચી કરીને જોયું, ને જુઓ, ત્રણ પુરૂષ તેની પાસે ઉભા હતા, ને તેમને જોઇને તે તેઓને મળવાને તંબુના બારણામાંથી દોડયો, ને પ્રણામ કર્યા, ને કહ્યું કે, મારા ધણી જો તારી દૃષ્ટિમાં હું હવે કૃપા પામ્યો હોઉં, તો તું પોતાના દાસ પાસે જતો ન રહીશ. ૩

હવે થોડું પાણી લાવવા દો, ને તમે પગ ધુઓ, ને ઝાડતળે આરામ લો. ૪

ને હું થોડી રોટલી લાવું, ને તમે પોતાના મન ખુશ કરો; પછી તમે આગળ જજો; કેમકે એજ વાસ્તે તમે પોતાના દાસ પાસે આવ્યા છો; ને તેઓએ કહ્યું કે જેમ તું બોલ્યો છે તેમ કર. ૫

ને ઇબ્રાહીમ સારાહની પાસે તંબુમાં ઉતાવળે ગયો; ને કહ્યું, ત્રણ માપ મેંદો ઉતાવળે મસળ, ને રોટલી તૈયાર કર. ૬

અને ઇબ્રાહીમ, ઢોર હતાં ત્યાં દોડી ગયો, ને એક સારૂં ને કુમળુ વાછરડું લાવીને નોકરને આપ્યું, ને તે વહેલો વહેલો તૈયાર કરવા મંડી ગયો ૭

અને તેણે માખણ તથા દૂધ તથા જે વાછરડું તૈયાર કર્યું હતું તે લઇને તેઓની આગળ મુકયા ને પોતે તેઓની પાસે ઝાડતળે ઉભો રહ્યો ને તેઓએ ખાધું. ૮

(ઉત્પત્તિ પ્રકરણ ૧૮)

અને તે પુરૂષો ત્યાંથી ઉઠયા, ને તેઓએ સદોમની ગમ જોયું ને ઇબ્રાહીમ તેઓને વળાવવા તેઓની સાથે ગયો. ૧૬

અને યહોવાહે કહ્યું, જે હું કરૂં છું તે શું ઇબ્રાહીમથી સંતાડીશ. ૧૭

કેમકે ઇબ્રાહીમથી ખચ્ચીત મોટી તથા સમર્થ દેશજાતિ થશે ને તેનાથી પૃથ્વીના સર્વ લોકો આશીર્વાદ પામશે. ૧૮

કેમકે હું તેને જાણું છું, કે તે પોતાના દીકરાઓને તથા પોતા પછી થનાર પોતાના પરીવારને એવી આજ્ઞા આપશે, કે તેઓ ન્યાય તથા ન્યાયકરણ કરવાને યહોવાહનો માર્ગ પાળે, એ માટે ઇબ્રાહીમ સબંધી યહોવાહે જે કહ્યું છે, તે તેને આપે. ૧૯

અને યહોવાહ ઇબ્રાહીમની સાથે વાત પુરી કરીને ચાલ્યો ગયો, ને ઇબ્રાહીમ પોતાને ત્યાં પાછો ગયો. ૩૩

(ઉત્પત્તિ પ્રકરણ ૧૮)

હવે મુસા પોતાના સસરાના, એટલે મિદ્યાનના યાજક યિથ્રોનાં ઘેટાં સાચવતો હતો; ને તે એ ઘેટાંને અરણ્યની પાછલી બાજુએ લઇ ગયો; ને તે દેવના પર્વત હોરેબ આગળ આવ્યો. ૧

અને યહોવાહના દૂતે ઝાડવા મધ્યે અગ્નિની જ્વાળામાં તેને દર્શન દીધું. અને તે જોતો હતો, ને જુઓ, ઝાડવું અગ્નિથી બળતું હતું (તેમ છતાં) ઝાડવું ભસ્મ થતું નહોતું. ૨

અને મુસાએ કહ્યું કે, હવે હું ફરીને આ ચમત્કારિક બનાવ જોઇશ કે ઝાડવું કેમ ભસ્મ થતું નથી. ૩

અને યહોવાહે જોયું કે તે જોવા માટે એક બાજુએ ફર્યો, ત્યારે ઝાડવામાંથી દેવે તેને હાંક મારીને કહ્યું કે, મુસા, મુસા, ને તેણે કહ્યું કે, હું આ રહ્યો. ૪

ત્યારે તેણે કહ્યું કે, અહિં નજદીક ના આવતો, તારા પગમાંથી તારા ચંપલ ઉતાર; કેમકે જે જગ્યાએ તું ઉભો છે તે પવિત્ર ભૂમિ છે. ૫

વળી તેણે કહ્યું કે, હું તારા પિતાનો દેવ, ઇબ્રાહીમનો દેવ, તથા ઇસ્હાકનો દેવ

તથા યાકુબનો દેવ છું. અને મુસાએ પોતાનું મુખ સંતાડયું, કેમકે દેવ પ્રત્યે દષ્ટિ કરતાં તે બીધો. ૬

અને યહોવાહે કહ્યું કે, મેં મીસરમાંના મારા લોકનું દુઃખ નિશ્ચે જોયું છે, ને તેમના મુકાદમોને લીધે તેમનો વિલાપ સાંભળ્યો છે, કેમકે તેઓનો ખેદ હું જાણું છું. ૭

*    *    *    *

માટે હવે ચાલ, મીસરમાંથી મારા લોક ઇસ્રાએલ પુત્રોને કાઢી લાવવા માટે તને હું ફારૂન પાસે મોકલું છું. ૧૦

અને મુસાએ દેવને કહ્યું કે, હું કોણ કે ફારૂનની પાસે જઇને ઇસ્રાએલ પુત્રોને મીસરમાંથી કાઢી લાવું? ૧૧

ત્યારે તેણે કહ્યું કે, હું નિશ્ચે તારી સાથે હોઇશ;............૧૨

(નિર્ગમન પ્રકરણ ૩)

અને મુસાએ યહોવાહને કહ્યું કે, હે પ્રભુ અત્યાર સુધી તેમજ તેં તારા દાસ સાથે વાત કીધી ત્યાર પછી પણ હું તો વકતા નથી, કેમકે હું બોલવે ધીમો છું ને મારી જીભ મંદ છે. ૧૦

અને યહોવાહે તેને કહ્યું કે, માણસનું મુખ કોણે બનાવ્યું છે? ને મુંગો કે બહેરો કે દેખતો કે આંધળો બનાવનાર કોણ છે? શું તે હું યહોવાહ નથી? ૧૧

તો હવે જા, ને હું તારા મુખ સાથે હોઇશ, ને તારે શું કહેવું તે હું તને શીખવીશ. ૧૨

ત્યારે તેણે કહ્યું કે હે પ્રભુ, કૃપા કરી જેને તું મોકલે તેની હસ્તક કહેવાડી મોકલજે. ૧૩

અને યહોવાહનો ક્રોધ મુસા ઉપર સળગી ઉઠ્યો, ને તેણે કહ્યું કે, હારૂન લેવી

તારો ભાઈ છે કે નહિ? હું જાણું છું કે તે બોલવામાં હોશીયાર છે, ને વળી, જો, તે તને મળવા સામો આવે છે, તને જોઇને પોતાના મનમાં હર્ષ પામશે. ૧૪

અને તું તેની સાથે બોલીને, તેણે શું કહેવું તે તેને શીખવજે, ને હું તારા મુખની તથા તેના મુખની સાથે હોઇશ, ને તમારે શું કરવું તે હું તમને શીખવીશ; ૧૫

*　　*　　*　　*

અને યહોવાહે મુસાને કહેલી સર્વ વાતો હારૂનને કહી સંભળાવી, ને તેણે લોકોની નજર આગળ તે ચિન્હો કરી બતાવ્યાં. ૩૦

અને લોકોને વિશ્વાસ આવ્યો; ને જ્યારે તેઓએ સાંભળ્યું કે યહોવાહે ઇસ્રાએલ પુત્રોની ખબર લીધી છે ને તેઓના દુઃખપર દૃષ્ટિ કીધી છે, ત્યારે તેઓએ માથા નમાવીને ભજન કીધું. ૩૧

(નિર્ગમન અધ્યાય ૪ થો.)

અને યહોવાહે મુસાને કહ્યું કે જો હું ઘાડા વાદળામાં તારી પાસે આવુંછું, એ માટે કે જ્યારે હું તારી સાથે બોલું ત્યારે લોકો સાંભળે ને વળી તારા કહેવાપર સદા વિશ્વાસ કરે અને મુસાએ લોકોનું કહેવું યહોવાને જાહેર કીધું. ૯

અને યહોવાહે મુસાને કહ્યું કે તું લોકોની પાસે જઈને તેઓને આજ ને કાલે શુદ્ધ કર; ને તેઓ પોતાના વસ્ત્ર ધોએ. ૧૦

ને ત્રીજા દિવસને માટે તૈયાર થાય; કેમકે ત્રીજે દિવસે યહોવાહ સર્વ લોકોના દેખતાં સિનાય પર્વતપર ઉતરશે. ૧૧

* * * *

અને યહોવાહ સિનાય પર્વતપર એટલે પર્વતના શીખર ઉપર ઉતર્યો; ને યહોવાહે મુસાને પર્વતના શીખર ઉપર બોલાવ્યો; ને મુસા ઉપર ચઢયો. ૨૦

* * * *

અને યહોવાહે તેને કહ્યું કે જા, નીચે ઉતર; ને તું તથા તારી સાથે હારૂન ઉપર આવો; પણ યાજકો તથા લોકો યહોવાહ પાસે આવીને હદ ઓળંગે નહિ, રખે તે તેઓ ઉપર તુટી પડે. ૨૪

અને મુસાએ લોકોની પાસે નીચે ઉતરીને તેઓને કહ્યું. ૨૫

( નિર્ગમન પ્રકરણ ૧૯ )

અને સર્વ લોકોએ ગર્જના તથા વિજળી તથા રણશીંગડાનો સાદ તથા ધુમાતો પર્વત દીઠાં; ને તે જોઇને લોકોને ધ્રુજારી છુટી ને તેઓ આઘા ઉભા રહ્યા. ૧૮

( નિર્ગમન પ્રકરણ ૨૦ )

ત્યારે મુસા તથા હારૂન તથા નાદાબ તથા અબીહૂ તથા ઇસ્રાએલના સિત્તેર વડીલો ઉપર ચઢયા; ૯

અને તેઓએ ઇસ્રાએલના દેવને દીઠો ને તેના પગ તળે જાણે નીલમની ખુદ આકાશ જેવી નિર્મળ ફરસબંદી હતી; ૧૦

અને તેણે ઇસ્રાએલ પુત્રોના સરદારો પર હાથ ઉપાડયો નહિ; ને તેઓએ દેવને જોયો ને ખાધું તથા પીધું. ૧૧

અને યહોવાહે મુસાને કહ્યું કે, તું પર્વત-પર મારી પાસે આવ, ને ત્યાં ઉભો રહે; ને શિલાપાટીઓ તથા નીયમ તથા જે આજ્ઞા મેં લખી છે, તે હું તને આપીશ, એ માટે કે તું તેઓને શીખવે. ૧૨

(નિર્ગમન પ્રકરણ ૨૪)

અને તેણે સિનાય પર્વત ઉપર મુસા સાથે વાતચીત પુરી કરીને તેને બે સાક્ષ્ય પાટી, એટલે દેવની આંગળીથી લખેલી બે શીલા પાટીઓ આપી. ૧૮

(નિર્ગમન પ્રકરણ ૩૧)

અને માણસ જેમ પોતાના મીત્રની સાથે બોલે તેમ યહોવાહ મુસા સાથે મોઢેમોઢ બોલતો, પછી તે છાવણીમાં પાછો જતો ... ... ... ... ... ... ૧૧

(નિર્ગમન પ્રકરણ ૩૩)

અને યહોવાહે મુસાને કહ્યું, જે વાત તું બોલ્યો છે, તે પણ હું કરીશ; કેમકે તું મારી દૃષ્ટિમાં કૃપા પામ્યો છે, ને હું તને નામે ઓળખું છું. ૧૭

અને તેણે કહ્યું, કૃપા કરી તારૂં ગૌરવ મને દેખાડ. ૧૮

અને તેણે કહ્યું, હું મારો સર્વ સત્વગુણ તારી આગળ ચલાવીશ, ને તારી આગળ હું યહોવાહનું નામ પ્રગટ કરીશ ને જેનાપર હું કૃપા કરવા ચાહું તેનાપર કૃપા કરીશ, ને જેનાપર રહેમ કરવા ચાહું તેનાપર રહેમ કરીશ. ૧૯

અને તેણે કહ્યું, તું મારૂં મુખ જોઇ શકતો નથી, કેમકે કોઇ માણસ મને જોઇને જીવતો રહી શકે નહિ. ૨૦

અને યહોવાહે કહ્યું, જો મારી પાસે એક જગ્યા છે, ને તું ખડકપર ઉભો રહે; ૨૧

ને એમ થશે કે મારૂં ગૌરવ ત્યાં થઇને જશે તે વખતે હું તને ખડકની ફાટમાં રાખીશ, ને હું ત્યાં થઇને જઇ રહું ત્યાંસુધી હું મારા હાથથી તને ઢાંકી રાખીશ; ૨૨

પછી હું મારો હાથ લઇ લઇશ, ને તું મારી પીઠ જોશે; પણ મારૂં મુખ જોવાશે નહિ. ૨૩ (નિર્ગમન પ્રકરણ ૩૩)

અને યહોવાહે મુસાને કહ્યું, બે શીલા-પાટીઓ પહેલાના જેવી તારે વાસ્તે ઘડ ને તારાથી ભાંગી ગએલી પાટીઓપર જે શબ્દો હતા, તે હું આ પાટીઓપર લખીશ. ૧

* * * *

અને યહોવાહ તેની આગળથી ગયો, અને એવું જાહેર કીધું કે, યહોવાહ, યહોવાહ, દયાળુ તથા કૃપાળુ દેવ—મંદરોશી અનુગ્રહ તથા સત્યથી ભરપુર ... ... ૬

અને મુસાએ જલદીથી જમીન સુધી માથું નમાવીને ભજન કીધું. ૮

(નિર્ગમન પ્રકરણ ૩૪)

* * * *

અને મુસાએ સર્વ ઇસ્રાએલને બોલાવીને તેઓને કહ્યું, હે ઇસ્રાએલ, જે વિધિઓ તથા કાનુનો હું આજે તમારા સાભળતાં કહી બતાવું છું તે સાંભળો કે તમે તેમને શીખો તથા તે પાળીને તેમનો અમલ કરો. ૧

* * * *

ને તમે કહ્યું. જો, યહોવાહ આપણા દેવે આપણને પોતાનું ગૌરવ તથા પોતાનું મહાતમ્ય દેખાડયા છે.

ને અગ્ની જવાળા મધ્યેથી તેની વાણી આપણે સાંભળી છે; આપણે આજે જોયું કે દેવ મનુષ્ય સાથે બોલે છેજ ને તેમ છતાં એ જીવતો રહે છે. ૨૪

(પુનર્નિયમ પ્રકરણ ૫)

અને યહોશુઆએ કહ્યું આ ઉપરથી તમે જાણશો કે જીવતો દેવ તમારી મધ્યે છે. ૧૦ (યહોશુઆ પ્રકરણ ૩)

અને યહોવાહે શમૂએલને હાંકમારી, એટલે તેણે ઉત્તર આપ્યો કે, હું આ રહ્યો. ૪

(૧ શમુએલ પ્રકરણ ૩)

અને યહોવાહનું હાથ એલીયાહપર હતો; ને તે પોતાની કમર બાંધીને આહાબની આગળ આગળ યિઝ્રએલની ભાગળ સુધી દોડયો. ૪૬ (૧ રાજા પ્રકરણ ૧૮)

અને એમ થયું, કે સર્વ લોક બાપ્તિસ્મા પામ્યા, પછી ઇસુ પણ બાપ્તિસ્મા પામીને

પ્રાર્થના કરતો હતો, એટલામાં આકાશ ઉઘડી ગયું; ૨૧

અને પવિત્ર આત્મા દેહરૂપે ખબુતરની પેઠે તેનાપર ઉતર્યો; ને આકાશમાંથી એવી વાણી થઇ કે, તું મારો વહાલો દિકરો છે તારાપર હું પ્રસન્ન છું. ૨૨

નવો કરાર લુક પ્રકરણ ૩

પણ જો હું દેવની આંગળીથી ભૂતો કાઢું છું, તો દેવનું રાજ્ય તમારી મધ્યે આવ્યું છે. ૨૦ લુક પ્રકરણ ૧૧

અને જેઓએ તે વાત સાંભળી તેઓ સઘળાએ તે પોતાના મનમાં રાખીને કહ્યું કે ત્યારે આ છોકરો કેવો થશે કેમકે પ્રભુનો હાથ તેપર હતો. ૬૬

ઇસ્રાએલનો દેવ પ્રભુ સ્તુતિવાન થાઓ. કેમકે તેણે પોતાના લોકની મુલાકાત લઇને તેઓનો ઉદ્ધાર કીધો છે. ૬૮

(લુક પ્રકરણ ૧)

## વિષય ૧૦ મો.

## દર્શન.



અને ઇબ્રામ નવાણુ વર્ષનો થયો; ત્યારે યહોવાહે ઇબ્રામને દર્શન આપ્યું, ને તેને કહ્યું, સર્વ સમર્થ દેવ હું છુ, તું મારી સમક્ષ ચાલ, ને પરિપૂર્ણ થા. ૧

(ઉત્પત્તિ પ્રકરણ ૧૭)

અને દેવે યાકૂબને કહ્યું, ઉઠ, બેથેલમાં જા, અને ત્યાં રહે, ને તું પોતાના ભાઇ એસાવની આગળથી નાઠો હતો. ત્યારે જે દેવે તને દર્શન આપ્યું, તેને સારૂં ત્યાં તું વેદી બાંધ. ૧ (ઉત્પત્તિ પ્રકરણ ૩૫)

અને મુસાએ યુસફનાં હાડકાં સાથે લઇ લીધા, કેમકે તેણે ઇસ્રાએલ. પુત્રોને સોગન દઇને કહ્યું હતું કે, યહોવાહ નિશ્ચે તમારી મુલાકાત લેશે. ૧૯

(નિર્ગમન પ્રકરણ ૧૩)

અને એમ થયું કે મુસા પર્વતપરથી ઉતર્યો, એટલે બે સાક્ષ્યપાટી હાથમાં લઇને મુસા સિનાય પર્વતપુરથી ઉતર્યો ત્યારે મુસા જાણતો ન હતો કે પોતાનો ચહેરો તેની (યહોવાની) સાથે વાત કર્યાને લીધે પ્રકાશીત હતો. ૨૯

(નિર્ગમન પ્રકરણ ૩૪)

અને મુસા તથા હારૂન મુલાકાત મંડપમાં ગયા, ને બહાર આવીને લોકોને આશીરવાદ દીધો ને યહોવાના ગૌરવનું સર્વ લોકોને દર્શન થયું. ૨૩

(લેવીય પ્રકરણ ૯)

તેજ દિવસે યહોવાએ યહોશુઆને સર્વ ઇસ્રાએલના દેખતાં મોટો મનાવ્યો, ને તેઓ જેમ મુસાની તેમ, તેના આયુષ્યના સઘળા દિવસભર, તેની બીક રાખતા હતા. ૧૪

(યહોશુઆ પ્રકરણ ૪)

અને સુલેમાન યહોવાહનું ઘર બાંધવાનું તથા રાજાનું ઘર તથા જે સઘળું કરવાની સુલેમાનની ઇચ્છા હતી તે પુરૂં કરી રહ્યો, ત્યારે એમ થયું કે, ૧

જેમ યહોવાહે તેને ગિબઓનમાં દર્શન દીધું હતું તેમ તેણે બીજી વાર સુલેમાનને દર્શન દીધું. ૨ (૧ રાજા પ્રકરણ ૯)

તથા યહોવાહનું અનુકરણ કરવાથી પાછા ફરી ગયેલાઓને, ને જેઓએ યહોવાહની શોધ કે તેને વિષે તપાસ કીધી નથી તેઓને [હું નષ્ટ કરીશ]. ૬

(સફાન્યા પ્રકરણ ૧)

તમે તેના પવિત્ર નામમાં અભીમાન કરો, યહોવાહને શોધનારાના હૃદયો આનંદ કરો. ૧૦

યહોવાહને તથા તેના સામર્થ્યને તમે શોધો સદા સર્વદા તેના તેના મુખને શોધો. ૧૧

(૧ કાળવૃત્તાંત પ્રકરણ ૧૬)

આ નાનાઓમાંના એકને તમે ન વખોડો માટે સાવધાન રહો, કેમકે હું તમને કહું છું કે આકાશમાં તેઓના દૂત મારા આકાશમાંના બાપનું મ્હોં સદા જુએ છે. ૧૦

( નવો કરાર માત્થી ૧૮ )

---

## વિષય ૧૧ મો.

## આજ્ઞા પાળવા વિષે.

---

અને તમારે એક બીજાનું નુકશાન કરવું નહિ; પણ તારે તારા દેવનો ડર રાખવો; કેમકે હું યહોવાહ તમારો દેવ છું. ૧૭

માટે તમે મારા વિધિઓ પાળો ને મારા હુકમો પાળીને તેમનો અમલ કરો; ને તમે દેશમાં ક્ષેમ કુશળ રહેશો. ૧૮

( લેવીય પ્રકરણ ૨૫ )

હવે દાઉદને મરવાનો વખત પાસે આવ્યો; ને તેણે પોતાના દીકરા સુલેમાનને શીખામણ આપતાં કહ્યું કે, ૧

હું તો સઘળી દુન્યા જાય છે તે *માર્ગે જાઉછું માટે બળવાન થા, ને પુરૂષાતન દેખાડ. ૨

ને જેમ મુસાના નિયમશાસ્ત્રમાં લખ્યું છે તેમ પોતાના દેવ યહોવાહના માર્ગમાં ચાલીને, તથા તેના વિધિઓ, તથા તેની આજ્ઞાઓ, તથા તેના હુકમો, તથા તેનાં સાક્ષ્યો પાળીને તેના ફરમાનનો અમલ કર. એ માટે કે જે જે તું કરે તેમાં, તથા જયાં જયાં તું જાય ત્યાં તું આબાદ થાય. ૩

(૧ રાજા પ્રકરણ ૨જું.)

માટે હવે યહોવાહની જમાતના, એટલે, સર્વ ઇસ્રાએલના, દેખતાં તથા આપણા

દેવના સાંભળતા, તમે પોતાના દેવ યહોવાહની સર્વ આજ્ઞાઓ પાળો તથા શોધો. ૮

(૧ કાળ વૃતાત પ્રકરણ ૨૮)

હે પૃથ્વીના દીન જનો, કે જેઓએ યહોવાહના હુકમોનો અમલ કર્યો છે, તે તમે તેની શોધ કરો; નેકી શોધો દીનતા શોધો; કદાચીત યહોવાહના કોપના દિવસે તમને સંતાવાની ઓથ મળે. ૩

(સફાન્યા પ્રકરણ ૨ જો)

નિયમ શાસ્ત્ર અથવા ભવિષ્યવાદીઓની વાતોનો નાશ કરવાને હું આવ્યો છું, એમ ન ધારો: હું નાશ કરવા નહિં પણ પૂર્ણ કરવા આવ્યો છું. ૧૭

કેમકે હું તમને ખચિત કહું છું કે આકાશ તથા પૃથ્વી જતા રહે ત્યાં સુધી સઘળાં પુરા થયા વગર નિયમ શાસ્ત્રમાંથી એક કાનો અથવા એક માત્રા જતી રહેશે નહિ. ૧૮

એ માટે આ સૌથી નાની આજ્ઞાઓ માની એકને જો કોઇ તોડશે, ને માણસોને એવું શીખવશે, તો તે આકાના રાજ્યમાં સૌથી નાનો કહેવાશે; પણ જો કોઇ તે પાળશે ને શીખવશે તો તે આકાશના રાજ્યમાં મોટો કહેવાશે. ૧૯

(નવોકરાર માત્થી પ્રકરણ ૫)

જે મને પ્રભુ, પ્રભુ, કહે છે, તે સર્વ આકાશના રાજ્યમાં પેસશે એવું નહિં, પણ જે મારા આકાશમાના બાપની ઇચ્છા પ્રમાણે કરેછે [ તે પેસશે ]. ૨૧

( માત્થી પ્રકંરણ ૭)

કેમકે મારા આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે જે કોઇ કરે છે, તેજ મારો ભાઇ બહેન તથા મા છે. ૫૦

( માત્થી પ્રકરણ ૧૨ )

અને જુઓ, કોઇએ કે તેની પાસે આવીને કહ્યું કે ઉપદેશક, સર્વ કાળનું જીવન

પામવા સારૂં હું શું સારૂં કરૂં? ત્યારે તેણે કહ્યું, તું મને મારા વિષે કેમ પુછે છે? સારો તો એકજ છે; પણ જો તું જીવનમાં પેસવા ચાહે છે, તો આજ્ઞાઓ પાળ. ૧૬

(માત્થી પ્રકરણ ૧૯)

અને તેણે કહ્યું કે જેઓ દેવની વાત સાંભળે છે ને પાળે છે તેઓને ધન્ય છે. ૨૮

(લુક પ્રકરણ ૧૧)

---

## વિષય ૧૨ મો.

## યહોવાહનો આત્મા બધા પેગંમ્બરોમાં આવ્યો છે ને તેઓ બધા સરખાં છે કોઈ નાનો મોટો નથી.

---

અને યહોવાએ મુસાને કહ્યું ઇસ્રા-એલના વડીલોમાંના સિત્તેર માણુસ કે જેઓને તું લોકોના વડીલો તથા તેઓના ઉપરી તરીકે ઓળખે છે તેઓને મારી રૂબરૂ એકઠા

ર, ને મુલાકાત મંડપની પાસે તેઓને લાવ, તેઓ ત્યાં તારી સાથે ઉભા રહે. ૧૬

અને હું ઉતરી આવીશ, ને ત્યાં તારી ાથે વાત કરીશ, ને મારો જે આત્મા ારાપર છે, તેમાંનો લઇને હું તેઓના પર કીશ ને તેઓ તારી સાથે લોકોનો ભાર ચકે, કે તારે એકલાને તે ઉચકવો ન ડે. ૧૭

*　　　*　　　*　　　*

અને મુસાએ નીકળી જઇને યહોવાના ચન લોકોને કહ્યાં; ને લોકોના વડીલોમાંના ીતેર માણસ તેણે એકઠાં કર્યાં, ને મંડપની ાસપાસ તેઓને ઉભા કીધા; ૨૪

અને યહોવાહ મેઘમાં ઉતર્યો, ને તેની ાથે બોલ્યો, ને જે આત્મા મુસાપર હતો માંનો લઇને સીતેર વડીલોપર મુક્યો ને ેમ થયું કે, આત્મા તેઓની ઉપર રહ્યો

ત્યાં સુધી તેઓએ ભવિષ્ય વાદ કર્યો. પણ ત્યાર પછી તેઓએ એમ કીધું નહિ. ૨૫

( ગણના પ્રકરણ ૧૧ )

પણ યહોવાહનો આત્મા ગિદઓનપર આવ્યો; ને તેણે એક રણશીંગડું વગાડયું; ને એબી એઝેર ના માણસો તેની પાછળ એકઠા થયા. ૩૪ ન્યાયાધીશો પ્રકરણ ૬ ઠો.

અને યહોવાહનો આત્મા પરાક્રમ સહિત ( શાઉલ ) ઉપર આવશે, ને તેઓની સાથે તું ભવિષ્ય કહેશે ને તું બદલાઇને જુદો માણસ થઇ જશે. ૬

( ૧ શમુએલ પ્રકરણ ૧૦ )

ત્યારે શમૂએલે તેલનું શીંગ લઇને તેના ભાઇઓના વચમાં તેનો અભિષેક કીધો; ને તે દિવસથી માંડીને યહોવાહનો આત્મા દાઉદ-પર પરાક્રમ સહિત આવ્યો. અને શમૂએલ ઉઠીને રામાહમાં ગયો. ૧૩

( ૧ શમુએલ પ્રકરણ ૧૬ )

અને રાજાએ જે ન્યાય કીધો હતો, તે વિષે સર્વ ઇસ્રાએલે સાંભળ્યું; ને તેઓને રાજાનો ભય ઉત્તપન્ન થયો; કેમકે તેઓએ જોયું કે ન્યાય કરવા સારૂં દેવનું જ્ઞાન તેનામાં છે. ૨૮

૧ રાજા પ્રકરણ ૩ જો.

અને તેઓ પાર ઉતર્યા પછી એમ થયું કે એલીયાહે એલીશાને કહ્યું કે, તારી પાસેથી હું લઇ લેવાઉં તે પહેલાં તું માગ કે હું તારે માટે શું કરૂં. અને એલીશાહે કહ્યું કે, કૃપા કરીને તારા આત્માનો બમણો હિસ્સો મારાપર આવે. ૯

*   *   *   *

અને ભવિષ્યવાદીઓના પુત્રો જે યરેખો આગળ તેની સામા ઉભેલા હતા, તેઓએ તેને જોયો, ત્યારે તેઓએ કહ્યું કે,

એલીયાહનો આત્મા એલીશાહપર રહેલો છે. અને તેઓ તેને મળવા આવ્યા, ને તેની આગળ જમીન સુધી નમીને તેઓએ પ્રણામ કીધો. ૧૫

૨ રાજા પ્રકરણ ૨ જો.

અને દેવનો આત્મા ઓદેદના પુત્ર અઝાયીહપર આવ્યો. ૧

અને તે નીકળીને આસાને મળવા ગયો ને તેને કહ્યું, આસા, અને સર્વ યહુદાહ તથા બિન્યામીન, મારૂં સાંભળો, જ્યાં સુધી તમે યહોવાહ સાથે હશો, ત્યાં સુધી તે તમારી સાથે છે; ને જો તમે તેને શોધશો તો તે તમને મળશે; પણ જો તમે તેને તજશો, તો તે તમને તજી દેશે. ૨

( ૨ કાળ વૃત્તાંત પ્રકરણ ૧૫ )

જુઓ, મારો શેવક જેને હું નીભાવી રાખું છું; મારો પસંદ કરેલો જેનાપર મારો

જીવ સંતુષ્ટ છે; તેનાપર મેં મારો આત્મા મુક્યો છે, તે વિદેશીઓને સારૂં ન્યાય પ્રગટ કરશે. ૧

તે બૂમ નહિ પાડશે, ને પોતાનો સાદ ઉંચો નહિ કરશે, ને રસ્તામાં પોતાની વાણી નહિ સંભળાવશે. ૨

છુંદેલું ખરૂં તે ભાંગી નહિ નાંખશે, ને મંદમંદ સળગતી દિવેટ નહિ હોલવશે, સત્ય પ્રમાણે તે ન્યાય પ્રગટ કરશે. ૩

તે પૃથ્વી પર ન્યાયને સ્થાપીત કરશે, ત્યાં સુધી તે મંદ થનાર નથી, ને ખુદાનાર નથી, ને ટાપુઓ તેના બોધની વાટ જોશે. ૪

(યશાયાહ પ્રકરણ ૪૨)

અને એમ થયું કે સર્વ લોક બાપ્તિસમા પામ્યા પછી ઇસુ પણ બાપ્તિસમા પામીને પ્રાર્થના કરતો હતો, એટલામાં આકાશ ઉઘડયું. ૨૧

અને પવિત્ર આત્મા દેહરૂપે ખબુતરની પેઠે તેનાપર ઉતર્યો. ને આકાશમાંથી એવી વાણી થઇ કે, તું મારો પવિત્ર દિકરો છે, તારાપર હું પ્રસન્ન છું. ૨૨

(નવો કરાર લુક પ્રકરણ ૩ જો.)

---

## વિષય ૧૩ મો.

## યહોવાહ સર્વે છે.

સલાહ કરાવનારાઓને ધન્ય છે કેમકે તેઓ દેવના દિકરા કહેવાશે. ૯

* * * *

તમે તમારૂં અજવાળું લોકોની આગળ એવું પ્રકાશવા દો કે તેઓ તમારી રૂડી કરણીઓને જુએ, ને આકાશમાનાં તમારા બાપની સ્તુતી કરે. ૧૬

* * * *

પણ હું તમને કહું છું કે તમે તમારા
ઓપર પ્રીતી કરો, જે તમને શ્રાપ દે છે,
ાને આશીર્વાદ દો, જે તમારો દ્વેષ કરે
તેઓનું ભલું કરો, ને જે તમને સતાવે
ને તમારી પુઠે લાગે છે તેઓને સારૂં
ના કરો. ૪૪

એ માટે કે તમે આકાશમાંના તમારા
ના દીકરા થાઓ, કારણ કે તે પોતાના
જને ભુંડા તથા ભલા ઉપર ઉગાવે છે
ન્યાયી તથા અન્યાયીપર વરસાદ વરસાવે
૪૫

* * * * *

એ માટે જેવો તમારો આકાશમાંનો
પ સંપૂર્ણ છે, તેવા તમે સંપૂર્ણ થશો. ૪૮

(નવો કરાર માત્થી પ્રકરણ ૫.)

માણુસો જુએ એવા હેતુથી તેઓની
ગળ તમારાં ધર્મકૃત્યો કરવાથી સાવધાન

રહો, નહિ તો આકાશમાંનાં તમારા બાપથી તમને ફળ મળવાનું નથી. ૧

*　*　*　*

માટે તમે આ રીતે પ્રાર્થના કરો; ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ. ૯

*　*　*　*

કેમંકે જો તમે માણુસોને અપરાધ તેઓને માફ કરો તો તમારો આકાશમાંનો બાપ તમને પણ માફ કરશે ૧૪

પણ જો તમે માણુસોના અપરાધ તેઓને માફ નહિ કરોં તો તમારો બાપ તમારા અપરાધ પણ માફ નહિં કરશે. ૧૫

(માત્થી પ્રકરણ ૬.)

આકાશમાંના પક્ષીઓને જુઓ તેઓ તો વાવતાં નથી ને કાપતાં નથી ને વખારોમાં ભરતાં નથી, તોપણ તમારો આકાશ-

માંનો બાપ તેઓનું પાળણ કરેછે; તો તેઓ કરતાં તમે અધીક નથી શું? ૨૬

( માત્થી પ્રકરણ ૬ )

કેમકે જે બોલે છે તે તો તમે નથી. પણ તમારા બાપનો જે આત્મા તે તમારામાં બોલે છે. ૨૦

( માત્થી પ્રકરણ ૧૦)

તે વેળાએ ઇસુએ કહ્યું કે, ઓ, બાપ, આકાશ તથા પૃથ્વીના પ્રભુ, હું તારી સ્તુતિ કરૂંછું, કેમકે જ્ઞાનીઓ તથા તર્કશાસ્ત્રીઓથી તેં એ વાતો ગુપ્ત રાખી છે ને બાળકો આગળ પ્રગટ કીધી છે. ૨૫

( માત્થી પ્રકરણ ૧૧ )

કેમકે મારા આકાશમાના બાપની ઇચ્છા પ્રમાણે જે કોઇ કરે છે, તેજ મારો ભાઇ તથા બહેન તથા મા છે. ૫૦

( માત્થી પ્રકરણ ૧૨)

અને લોકોને વિદાય કર્યા પછી, તે (ઇસુ) પ્રાર્થના કરવાને પહાડપર એકાંતે ગયો, અને સાંજ પડી ત્યારે તે ત્યાં એકલો હતો. ૨૩

(માત્થી પ્રકરણ ૧૪)

એ પ્રમાણે જો તમે પોતપોતાના ભાઇઓના અપરાધ પોતાના અંતઃકરણથી માફ નથી કરતા, તો મારો આકાશમાંનો બાપ પણ તમને એમજ કરશે. ૩૫

(માત્થી પ્રકરણ ૧૮)

અને પૃથ્વીપર તમે કોઇને તમારો બાપ ન કહો, કેમ કે એક જે આકાશમાં તે તમારો બાપ છે. ૯

(માત્થી પ્રકરણ ૨૩)

હું તમને ખચ્ચીત કહું છું કે, એ બધાં પુરાં થશે ત્યાં સુધી આ પેઢી ગુજરી જશે નહિં. ૩૪

આકાશ તથા પૃથ્વી જતાં રહેશે, પણ મારી વાતો જતી રહેશે નહિં. ૩૫

પણ તે દહાડા તથા તે ઘડી સંબંધી બાપ વગર કોઈ પણ જાણતો નથી, આકાશના દૂતો નહિં ને દીકરો પણ નહિં. ૩૬

(માત્થી પ્રકરણ ૨૪)

અને છઠ્ઠી હોરાથી નવમી હોરા સુધી આખા દેશપર અંધકાર પડયો. ૪૫

અને આશરે નવમી હોરાએ ઇસુએ મોટે ઘાંટે બુમ પાડતાં કહ્યું કે એલી, એલી, ઓ મારા દેવ ઓ મારા દેવ તેં મને કેમ મુકી દીધો છે. ૪૬

(માત્થી પ્રકરણ ૨૭)

અને ઇસુએ તેને કહ્યું કે તું મને ઉત્તમ કેમ કહે છે? એક એટલે દેવ તે વિના કોઇ ઉત્તમ નથી ૧૦

(માર્ક ૧૮)

## વિષય ૧૪મો.

## ઇસાઇઓનું ભવિષ્ય.

તમે જગતનું મીઠું છો; પણ જો મીઠું બેસ્વાદ થયું તો તે શાથી ખારૂં કરાશે? બહાર ફેંકાવા તથા માણસોના પગ તળે છુંદાવા વગર તે ફરી બીજા કંઇ કામનું નથી૧૩.

(માત્થી પ્રકરણ ૫)

જે મને પ્રભુ, પ્રભુ, કહે છે, તે સર્વ આકાશના રાજ્યમાં પેસશે એવું નહિ, પણ જે મારા આકાશમાના બાપની ઇચ્છા પ્રમાણે કરેછે [તે પેસશે.] ૨૧

તે દહાડે ઘણા મને કહેશે કે, પ્રભુ, પ્રભુ, શું અમે તારે નામે ભવિષ્યવાદ કહ્યો નથી? અને તારે નામે ભુતો કાઢયાં નથી? અને તારે નામે ઘણા પરાક્રમી કામો કીધાં નથી? ૨૨

ત્યારે હું તેઓને સાફ કહી દઇશ, મેં તમને કદી પણ ઓળખ્યા નહિ; ઓ ભુંડું કરનારાઓ, તમે મારી પાસેથી દૂર જાઓ. ૨૩

એ માટે જે કોઇ મારી વાતો સાંભળે છે, ને પાળતો નથી, તેને એક મૂર્ખ માણુસની ઉપમા અપાશે, કે જેણે પોતાનું ઘર ખડક પર બાંધ્યું. ૨૪ (માત્થી પ્રકરણ ૭)

એ માટે હું તમને કહું છું કે, દેવનું રાજ્ય તમારી પાસેથી લઇ લેવાશે ને જે પ્રજા તેના ફળ આપશે, તેઓને અપાશે. ૪૩ (માત્થી પ્રકરણ ૨૧)

---

## વિષય ૧૫મો.

## ઇસુએ ફરમાવેલી ભવિષ્ય વાણીઓ.

હું જગતમાં છું ત્યાં સુધી હું જગતનું અજવાળું છું. ૫

(યોહાન પ્રકરણ ૯)

કેમકે દરિદ્રીઓ તો સદા તમારી સાથે છે; પણ હું સદા તમારી સાથે નથી. ૮

(યોહાન પ્રકરણ ૧૨)

અને હું બાપને વિનંતી કરીશ; ને તે તમને બીજો સંબોધક તમારી પાસે સદા રહેવાને માટે આપશે. ૧૬

(યોહાન પ્રકરણ ૧૪)

હવેથી તમારી જોડે હું ઘણી વાતો નહિ કરીશ, કેમકે આ જગતનો અધિકારી (Prince) આવે છે, ને મારામાં તેનું કંઇ નથી. ૩૦

(યોહાને પ્રકરણ ૧૪)

પણ સંબોધક, એટલે સત્યનો આત્મા, જે બાપની પાસેથી નીકળે છે, તેને હું બાપની પાસેથી તમારી પાસે મોકલી દઇશ; તે જ્યારે આવશે, ત્યારે મારા સંબંધી શાહેદી આપશે. ૨૬

(યોહાન પ્રકરણ ૧૫)

હું તમને સાચું કહું છું; મારૂં જવું તમને ગુણકારી છે; કેમકે જો હું જાઉં નહિ, તો સંબોધક તમારી પાસે નહિ આવશે; પણ જો હુ જાઉં, તો હું તેને તમારી પાસે મોકલી દઇશ. ૭

અને તે આવીને પાપ વિષે તથા ન્યાયીપણા વિષે તથા ન્યાય ઠરાવવા વિષે, જગતને ખાતરી કરી આપશે.

પાપ વિષે, કેમકે તેઓ મારાપર વિશ્વાસ કરતા નથી. ૯

ન્યાયી પણા વિષે, કેમકે હું બાપની પાસે જાઉં છું, ને તમે હવેથી મને નહિ જોશો; ૧૦

ન્યાય ઠરાવવા વિષે કેમકે આ જગતના અધિકારીઓનો ન્યાય ઠરાવ્યો છે. ૧૧

(યોહાન પ્રકરણ ૧૬)

હજી ઘણી વાતો મારે તમને કહેવાની છે, પણ હમણા તે તમે ખમી શકતા નથી. ૧૨

તોપણ જે સત્યનો આત્મા, તે જ્યારે આવશે, ત્યારે તે તમને સર્વ સત્યમાં દોરી જશે; કેમકે તે પોતાથી નહિ બોલશે; પણ જે કંઇ તે સાંભળશે તેજ તે બોલશે; ને જે જે થનાર છે તે તમને કહી દેખાડશે. ૧૩

તે મને મહીમાવાન કરશે, કેમકે તે મારા વિષેનું લઈને તમને કહી દેખાડશે. ૧૪

( યોહાન પ્રકરણ ૧૬ )

---

## વિષય ૧૬ મો.

## યહોવાહના દુશ્મનો નાબુદ અને નીરવંશ થશે.

કેમકે ઇબ્રાહીમની બાયડી સારાહને લીધે યહોવાહે અબીમેલેખના ઘરમાનાં સર્વ ગર્ભસ્થાન બંધ કીધાં હતાં. ૧૮

(ઉત્પત્તિ પ્રકરણ ૨૦)

અજવાળા વિરૂદ્ધ ફિતૂર કરનારાઓ-
માંના એઓ છે, તેઓ તેના માર્ગો જાણતા
નથી, ને તેના પંથમાં ટકતા નથી. ૧૩

(અયુબ પ્રકરણ ૨૪)

પણ દગો કરનારાનો તથા પાપીઓનો
વિનાશ સાથે થશે; ને યહોવાને તજનાર
નાબુદ કરાશે. ૨૮

(યશાયાહ પ્રકરણ ૧)

વળી સૈન્યોનો યહોવાહ કહે છે, હું
તેઓની સામે ઉઠીશ; ને બાબેલથી નામ
તથા શેષ, ને સંતાન તથા વંશ કાપી
નાંખીશ, યહોવાનું વચન એવું છે. ૨૨

(યશાયાહ પ્રકરણ ૧૪.)

અને હું યાકુબમાંથી સંતાન, તથા
યહુદાહમાંથી મારા પર્વતોનો વારસ કાઢી
લાવીશ. ને મારા પસંદ કરાલા તેનો વારસો
પામશે ને મારા શેવકો ત્યાં વસશે. ૯

(યશાયાહ પ્રકરણ ૬૫)

અને યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું કે, ૧૨

મનુષ્ય પુત્ર, જ્યારે કોઇ દેશ અપરાધ કરીને મારી વિરૂદ્ધ પાપ કરે, ને તેથી હું મારો હાથ તે પર લંબાવીને તેના જીવીકા વૃક્ષનું ખંડન કરૂં ને તેમાં દુકાળ મોકલું, ને તેમાંથી માણસ તથા પશુનો સંહાર કરૂં. ૧૩

(હઝકીએલ પ્રકરણ ૧૪)

અને યાકૂબના વંશજો અગ્નિરૂપ, ને યુસફનું ઘર ભડાકારૂપ, ને એસાવનું ઘર ખુંપરારૂપ થશે, ને તેઓ તેમાં સળગીને તેને ભસ્મ કરશે; ને એસાવના ઘરનું કોઇ [માણસ] જીવતું રહેશે નહિ; કેમકે યહોવાહ એ બોલ્યો છે. ૧૮

(ઓબાધાહ પ્રકરણ ૧)

હરેક ઝાડ જે સારૂં ફળ નથી આપતું તે કપાય છે, ને અગ્નિમાં નખાય છે. ૧૯

(નવો કરાર માત્થી પ્રકરણ ૭)

---

## વિષય ૧૭ મો.

## વિવિધ આજ્ઞાઓ.

---

### (નંબર ૧. હું ઇસ્રાએલના સિવાય બીજા) માટે નથી.

પણ તેણે (ઇસુએ) ઉત્તર દેતાં કહ્યું કે, ઇસ્રાએલના ઘરનાં ખોવાયલાં ઘેટાં સિવાય બીજા કોઇની પાસે હું મોકલાયો નથી. ૨૪

નવો કરાર, માત્થી પ્રકરણ ૧૫.

(નંબર ૨. તમે પણ વિદેશીઓને માટે નથી.)

ઇસુએ તે બારોને મોકલીને એવી આજ્ઞા આપી કે, તમે વિદેશીઓને માર્ગે ન જાઓ ને સમારીઓના કોઇ નગરમાં ન પેસો. ૫

પણ તે કરતાં ઈસ્રાએલના ઘરનાં ખોવાએલાં ઘેટાની પાસે જાઓ. ૬

(માત્થી પ્રકરણ ૧૦.)

(નંબર ૩. મોજીઝા માગનારાઓને જવાબ.)

ત્યારે કેટલાક શાસ્ત્રીઓએ તથા ફરોશીઓએ ઉત્તર આપતાં કહ્યું કે, ઓ ઉપદેશક, અમે તારી પાસેથી કંઇ નીશાની જોવા ચાહીએ છીએ. ૩૮

પણ તેણે ઉત્તર દેતાં તેઓને કહ્યું કે, દુષ્ટ તથા વ્યભિચારી પેઢી નિશાની માગે છે, પણ યુના ભવિષ્યવાદીની નિશાની સિવાય કોઇ નીશાની તેને નહિ અપાશે. ૩૯

(માત્થી પ્રકરણ ૧૨.)

(નંબર ૪. હીજરત કરવા માટે ઇસુએ આપેલી આજ્ઞા.)

અને જ્યારે તેઓ એક નગરમાં તમારી પુઠે લાગે ત્યારે તમે બીજામાં નાસી જાઓ,

કેમકે હું તમને ખચિત કહું છું કે માણસનો દીકરો આવે ત્યાં સુધી ઇસ્રાએલનાં સઘળાં નગરોમાં તમે ફરી નહિ વળશો. ૨૩

(માત્થી પ્રકરણ ૧૦)

( નંબર ૫. ઇસુએ કીધેલી હીજરત. )

અને એ પછી ઇસુ ગાલીલમાં ફર્યો; કેમકે યહુદીઓ તેને મારી નાખવા શોધતા હતા. માટે યહુદાહમાં ફરવા તે ચાહતો નહતો. ૧

યોહાન પ્રકરણ ૭.

---

## વિષય ૧૮ મો.

## જુના અને નવા કરારની પરચુટણ ભવિષ્ય વાણીઓ.

અને તે દિવસે એવું કહેવામાં આવશે કે જુઓ આ આપણો દેવ છે, આપણે તેની

વાટ જોતાં આવ્યા છીએ ને તે આપણને તારશે "આ યહોવાહ છે." આપણે તેની વાટ જોતાં આવ્યા છીએ, તેના તારણમાં હરખાઇને આનંદ કરશું. ૯

કેમકે યહોવાહનો હાથ પર્વતપર થોભશે ને જેમ ખડ ઉકરડાના પાણીમાં ખુંદાય છે, તેમ મોઆબ પોતાને ઠેકાણે ખુંદાશે. ૧૦

અને તરનાર તરવા સારૂં હાથ પસારે છે તે પ્રમાણે તે મધ્યે તે હાથ પસારશે ને તેના હાથની યુક્તિ છતાં તે તેના ગર્વને ઉતારી નાખશે અને તારા કોટના ઉંચા કીલ્લાને પાડી નાખશે, નીચો જમીન દોસ્ત કરશે ને ધુળ ભેગો કરી નાખશે. ૧૧

યશાયાહ પ્રકરણ ૨૫

કેમકે તે દિવસે તેઓ પ્રત્યેક પોતાની રૂપાની મુર્તી તથા પોતાની સોનાની મુર્ત્તિ કે જે તમારા પોતાના હાથોએ પોતાના સારૂં પાપ રૂપ કરી છે તેઓને ફેકી દેશે. ૭

ત્યારે જે તરવાર માણસની નથી તેથી આસ્શુર પડશે, ને જે તરવાર માનવની નથી તે તેનો સંહાર કરશે, ને તરવારની આગળથી તે નાસશે ને તેના જુવાનો ખંડણીઆ થશે. ૮

(યશાયાહ પ્રકરણ ૩૧)

કેમકે હું યહોવાહ ઇનસાફને ચાહું છું. અન્યાયે થએલી લુટફાટને હું ધિક્કારૂં છું ને હું સત્યતા પ્રમાણે તેમની મહેનતનો બદલો આપીશ, ને તેઓ સાથે સર્વ કાળનો કરાર કરીશ. ૮

અને તેમના સંતાન વિદેશીઓ મધ્યે, ને તેમની પ્રજા લોકો મધ્યે ઓળખાશે. જે સર્વ તેમને દેખશે તેઓ, તેઓ વિષે કબુલ કરશે કે યહોવાહે જે સંતાનને આશીરવાદ આપેલો છે તે તેઓ છે. ૯

(યશાયાહ પ્રકરણ ૬૧)

કેમકે યહોવાહ સર્વ માણસ જાત સાથે અગ્નીથી તથા પોતાની તરવારથી વાદ કરનાર છે, ને યહોવાહથી વીંધાયલા ઘણા થશે? ૧૬

વચ્ચે રહેનારની પાછળ વાડીઓમાં જવા માટે જેઓ પોતાને શુદ્ધ ને પવિત્ર કરેછે, જેઓ ભુંડનો માસ ને કંટાળો ઉપજાવનારી વસ્તુઓ તથા ઉંદર ખાનારા છે તેઓ એકત્ર સમાપ્ત થશે એમ યહોવાહ કહે છે. ૧૭

(યશાયાહ પ્રકરણ ૬૬)

તે સમયે મહાન સરદાર મીખાએલ જે તારા લોકનાં પક્ષમાં ઉભો રહે છે, તે ખડો થશે, ને એવો સંકટનો સમય આવશે કે (પહેલ વહેલા) દેશ જાતી થઇ ત્યારથી તે એ સમય સુધીમાં કદી આવ્યો ન હતો અને તે સમયે તારા લોકમાનાં જેઓના

નામ પુસ્તકમાં નોંધાયલા માલમ પડશે ને તે પ્રત્યેકનો બચાવ થશે. ૧

(દાનીયેલ પ્રકરણ ૧૨)

અને જાથુનું [દહનીયાર્પણ] દૂર કરાઇને વેરાનકારક અમંગળ વસ્તુ ત્યાં રાખવામાં આવશે તે વખતથી એક હજાર બસેં ને નેવું દિવસ થશે. ૧૧

જે વાટ જુએ છે, ને એક હજાર ત્રણસે ને પાંત્રીસ દિવસે આવવાનો છે, તેને ધન્ય છે. ૧૨

પણ અંત આવે ત્યાં સુધી તું તારે માર્ગે જા; કેમકે તે મુદતને અંતે તું વિશ્રામ પામશે, ને તારા હિસ્સા [નાવતન]માં ઉભો રહેશે. ૧૩

(દાનીયેલ પ્રકરણ ૧૨)

જુઓ યહોવાહનો મહાન તથા ભયંકર દિવસ આવે તે અગાઉ હું તમારી પાસે

એલીયાહ ભવિષ્યવાદીને મોકલી દઇશ (૫) અને તે બાપોના મન છોકરાં તરફ ને છોકરાંના મન તેમના બાપો તરફ પાછો ફેરવશે રખેને હું આવીને પૃથ્વીને શાપથી મારૂં. ૫,+૬,

(માલાખી પ્રકરણ ૪)

માટે યહોવાહ કહે છે કે હું નાશ કરવાને ઉભો થાઉં તે દિવસ સુધી તમે મારી વાટ જુઓ કેમકે મારો નિર્ણય એ છે કે, દેશજાતીઓને એકઠી કરવી, એ સારૂં કે હું રાજ્યોને ભેગા કરીને મારો સર્વ ક્રોધ, હાં મારો સર્વ સખત કોપ તેમનાપર રેડું, કેમકે આખી પૃથ્વી મારી આવેશના અગ્નિથી ભસ્મ થશે. (૮) કેમકે તે વખતે હું પ્રજાઓને શુદ્ધ ભાષા પાછી આપીશ, એ સારૂં કે તેઓ યહોવાહના નામની વિનંતી કરીને એકમતે તેની સેવા કરે. ૯

(સફાન્યા પ્રકરણ ૩)

અને આશરે નવમી હોરાએ ઇસુએ મોટે ઘાંટે બૂમ પાડતાં કહ્યું કે, એલી, એલી, લામા સાબાખ્થાની, એ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મુકી દીધો છે? ૪૬

( માત્થી પ્રકરણ ૨૭ )

અને આકાશ ઉઘડેલું મેં દીઠું, ને જુઓ, શ્વેત ઘોડો ને તે પર જે બેઠેલો તે વિશ્વાસુ તથા ખરો કહેવાએલો છે, ને તે ન્યાયીપણાથી ન્યાયી તથા લડાઇ કરે છે. ૧૧

અને તેની આંખો અગ્નિની જવાળા છે, ને તેના માથાપર ઘણા મુગટ છે; ને તેનું એવું નામ લખેલું છે કે જે તેના સિવાય બીજો કોઇ જાણતો નથી. ૧૨

અને તે લોહી છંટાએલા વસ્ત્રથી વષ્ટિત છે; ને તેનું નામ દેવનું શબ્દ કહેવાય છે. ૧૩

અને આકાશમાં જે સૈન્ય તેઓ શ્વેત ઘોડાપર ઉજળાં તથા શુદ્ધ કુમાસી વસ્ત્રો પહેરીને તેની પાછળ ગયાં. ૧૪

અને તેના મ્હોમાંથી ધારવાળી એક તરવાર નીકળે છે; એ માટે કે તેથી વિદેશીઓને તે મારે, ને લોઢાના દંડથી તેઓપર ધણીપણું કરશે; ને સર્વ સમર્થ દેવના સખત કોપનો દ્રાક્ષકુંડ તે ખુંદે છે. ૧૫

અને તેના વસ્ત્રપર તથા તેની જાંગપર એ નામ લખ્યું છે કે,

**રાજાઓનો રાજા તથા પ્રભુઓનો પ્રભુ.** ૧૬

( પ્રકટીકરણ પ્રકરણ. ૧૯ )

—:૦:—

# શુદ્ધિ પત્રક.



| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧ | ૨ | ઝખાયીહ | ઝખાર્યાહ |
| ૪ | ૧૭ | એમને | અમને |
| ૭ | ૨ | સનતા | સુનતા |
| ૯ | ૨ | પૈસે લીધેલા | પૈસે વેચાતા લીધેલા |
| ૧૦ | ૭ | ૧૪ | ૧૨ |
| ૧૩ | ૩ | અને | પણ |
| ૧૩ | ૧૧ | હતા તેનો | હતા કે તેનો |
| ૧૭ | ૯ | પુનર્નિયમ | પુનર્નિયમ ૪ |
| ૨૨ | ૧૩ | બનાવેછે | * બનાવે છે |
| ૨૨ | ૧૭ | સમજતા | દેખતા |
| ૨૨ | ૧૭ | દેખતા નથી | ** દેખતા નથી |

* એટલે પોતાની કરેલી મૂર્તિ બનાવે છે તેને પગે લાગીને તે પ્રણામ કરે છે.

** ને તેઓના હૃદયોને એવો લેપ કર્યો છે કે તેઓ સમજતા નથી.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૨૩ | ૧ | લેતો નથી | *** લેતો નથી |
| ૨૮ | ૧૬ | તો તથા | તો તે તથા |
| ૩૧ | ૩ | ૧૩ | ૧૨ |
| ૩૨ | ૧૫ | આ છે | થશે |

*** ને એવું કહેવાને સમજણ તથા બુદ્ધિ નથી.

